## પ્રકાશકનું નિવેદન

આ૦ જાવડેકરનું બીજું પુસ્તક ગુજરાતીમાં ઊતરે છે. પહેલું 'આધુનિક ભારત' અત્યાર અગાઉ પ્રસિદ્ધ થઈ ગયું છે. આ પુસ્તક પણ શ્રી. પાંડુરંગ દેશપાંડેએ જ તૈયાર કર્યું છે.

પહેલા પુસ્તકમાં જણાવ્યું હતું એમ, આ૦ જાવડેકરે પોતાના પુસ્તકો ગુજરાતીમાં ઉતારવાનો હક વિદ્યાપીઠને આપ્યો છે. તેને માટે હું અહીં ફરી તેમનો આભાર માનું છું

'લોકશાહી'નું આ પુસ્તક લેખકે ઈ૦ સ૦ ૧૯૪૦માં લખેલું ત્યાર પછી યુરોપનું બીજું યુદ્ધ પૂરું થયું, સામ્રાજ્યવાદ હતો ન હતો થઈ ગયો, હિંદ સ્વતંત્ર બન્યું; જર્મની જાપાન જેવા જબરા મોટા દેશો પાયમાલ થઈ ગયા, લોકશાહી વિષે વિચાર અને વ્યવસ્થામાં મોટો ફેરફાર થયો છે આ બધાની નોંધ, સાત આઠ વર્ષ પર લખાયેલી આ ચોપડીમાં આવી ન શકે એ નોંધ લેતું એકાદ પ્રકરણ જો ઉમેરી શકાત તો સરસ સમીક્ષા મળત અને આ ચોપડી આજ સુધીની બાબતોનો વિચાર આપત. પરંતુ એ બની નથી શક્યું છતાં વાચક જોશે કે, તેમાં રજૂ થયેલા મંતવ્યો એવા ઇતિહાસ શુદ્ધ છે કે, પછીના બનાવોથી તેમાં વધારે રંગ

પુરાય છે અને તે બધા વધારે વિશદ થાય છે. લેખકે લોકશાહી અને સત્યાગ્રહનો વિચાર કર્યો છે તે પ્રકરણ મૌલિક કોઈ ખાસ આકર્ષક છે. અનેક વાદોની તુલના કરી લેખક જણાવે છે કે, ગાંધીજીનો સર્વોદય-સિદ્ધાંત સૌથી ઉપર આવે છે અને સાચી લોકશાહીનું ભાવી એમાં સંતાયેલું છે.

આ પુસ્તકમાં જે ચર્ચા કરી છે એ ગુજરાતીમાં કદાચ પહેલી વાર ઊતરતી હોય એમ માનું છું. એમાં આપણી ભાષાની શક્તિ પણ પરખાય છે. રાજકારણ આ ભાષામાં શીખવી શકાય એમ સહેજે આ જોઈને પ્રતીતિ થશે. રાજકારણના વિદ્યાર્થીઓને એ ખાસ ગમશે એવી આશા છે.

# અનુક્રમણિકા


| | |
|---|---|
| ૧. લોકશાહી એટલે શું? | ૩ |
| ૨. આધુનિક લોકશાહી : ઉત્પત્તિ અને પ્રસાર | ૨૭ |
| ૩ અનિયંત્રિત સત્તા વિ. લોકશાહી | ૬૮ |
| ૪. વ્યક્તિવાદ, રાષ્ટ્રવાદ અને સમાજવાદ | ૯૮ |
| ૫. લોકશાહી રાજ્યતંત્ર (બંધારણ અને કાર્યપદ્ધતિ) | ૧૩૧ |
| ૬. લોકશાહી સંસ્કૃતિ | ૧૫૫ |
| ૭. લોકરાજ્ય અને આત્મરાજ્ય | ૧૬૪ |


# શુદ્ધિપત્ર

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૬ | ૧૦ | એટલે કે સામ્યવાદ | એ સામ્યવાદ કે |

૧

# લોકશાહી એટલે શું ?

લોકશાહી એક વિશિષ્ટ પ્રકારની રાજ્યપદ્ધતિ છે. પણ એટલું કહેવાથી તેનું સાચું હાર્દ વ્યક્ત થતું નથી. આ રાજ્યપદ્ધતિનો જેઓ સ્વીકાર અથવા પુરસ્કાર કરે છે, તેમની નજર આગળ એક વિશેષ પ્રકારનું સામાજિક ધ્યેય હોય છે, અને એ સામાજિક ધ્યેય પ્રાપ્ત કરવાના સાધન તરીકે તેઓ આ રાજ્યપદ્ધતિની હિમાયત કરે છે. આ લોકશાહીના સામાજિક ધ્યેયની હિમાયત કરવામાં માનવ સંસ્કૃતિ વિષેની ચોક્કસ ભાવનાઓ અને કલ્પનાઓ રહેલી હોય છે, અને તેથી લોકશાહીને માનવ સંસ્કૃતિનો એક આદર્શ ગણવામાં આવે છે. અલબત્ત, આ સાંસ્કૃતિક આદર્શમાં વિશિષ્ટ નૈતિક તત્ત્વો, સિદ્ધાન્તો અને સામાજિક મૂલ્યોનો સમાવેશ થાય છે. ઉપરાંત મનુષ્યસ્વભાવના વાસ્તવિક અને આદર્શભૂત સ્વરૂપ વિષેના કેટલાક સિદ્ધાન્તો પણ લોકશાહીના ધ્યેય સાથે સંકળાયેલા હોય છે.

### ૧. લોકશાહી રાજ્યતંત્રનું સામાન્ય સ્વરૂપ

લોકશાહી એ એક વિશેષ પ્રકારની રાજ્યપદ્ધતિ હોય તોપણ તેનાં રાજ્યતંત્રો કે સ્વરૂપો જુદી જુદી જાતના

ન જોઈએ, કે જેથી તેઓ ન્યાય આપવાના કામમાં દખલ કરી શકે નહિ; અન્તિમ રાજકીય પ્રભુત્વ લોકો પાસે હોય તથા તેઓ પોતાને યોગ્ય લાગે તેમ રાજ્યકારભાર નિયંત્રિત તથા નિયમિત કરી શકે; રાજ્યકર્તાઓ પ્રજાના સ્વામી નહિ પણ તેના સેવક - કાયદેસરના સેવક - બને, અને પ્રજા પોતે જ રાજ્યની સ્વામી બને. લોકશાહી રાજ્યતંત્રના સ્વરૂપનું સ્થૂળ વર્ણન સામાન્યપણે આ રીતે કરી શકાય.

**૨. લોકશાહી અને સ્વરાજ્ય**

લોકશાહી રાજ્યપદ્ધતિનાં આધારભૂત ગણાતા જે કેટલાક સામાજિક ધ્યેયો અથવા તત્ત્વો છે, તેમાં સ્વતંત્રતાને અગ્રસ્થાન હોય છે. સ્વતંત્રતા, સમતા અને બંધુતા એ ત્રણ સિદ્ધાન્તો લોકશાહીના આદર્શોને વ્યક્ત કરે છે, એમ માનવામાં આવે છે. આ ત્રણમાંથી સમતા અને બંધુતા કરતા પણ સ્વતંત્રતાનો સિદ્ધાન્ત લોકશાહીની ખાસ વિશેષતા છે, એમ માનવામાં કશો વાંધો નથી. અલબત્ત, સમતા અને બંધુતા વિના સ્વતંત્રતા ટકી પણ શકે નહિ એ સાચું છે. છતાં સમતા અને બંધુતા હોય અને સ્વતંત્રતા ન હોય, તો તે રાજ્યપદ્ધતિ લોકશાહી છે એમ કહી શકાય નહિ. સ્વતંત્રતાને માટે આખરે સમતા અને બંધુતા કેટલાં આવશ્યક છે તે હવે પછી સ્પષ્ટપણે બતાવવામાં આવશે.

( લોકશાહી રાષ્ટ્રના સામાન્ય નાગરિકો રાજા અને પ્રજા એ બન્ને તરીકે વર્તાવ કરે છે અને તેથી લોકશાહી રાજ્ય એ જ સાચું સ્વરાજ્ય છે, એમ પણ કેટલાક લોકો કહે

છે 'સ્વરાજ્યની ભૂખ સુરાજ્યથી મટતી નથી' એમ જ્યારે અમે કહીએ છીએ ત્યારે અમે સ્વરાજ શબ્દનો અર્થ લોકશાહી રાજ્ય અથવા પ્રજાતંત્ર રાજ્ય એવો જ કરીએ છીએ', એમ લોકમાન્ય ટિળકે જણાવેલુ છે. 'સ્વરાજ્ય અને સુરાજ્ય' નામના પોતાના એક લેખમા તેઓ લખે છે "મને ઠેકાણે જે હિલચાલ ચાલુ છે તે રાજ્યકારભાર ઉપર પ્રજાનો કાબુ સ્થપાય એટલા માટે જ છે, અને તે મુજબ લોકોને ઠેકઠેકાણે ઓછાવત્તા પ્રમાણમા મહત્ત્વના મળતી જાય છે. અમે પણ એ જ વસ્તુ મેળવવા માગીએ છીએ, અને જ્યારે અમે લોકોને સ્વરાજ્ય માટે તનતોડ પ્રયત્ન કરવા કહીએ છીએ, ત્યારે આ જ અર્થમા અમે 'સ્વરાજ્ય' શબ્દ વાપરીએ છીએ 'સ્વ' એટલે વ્યક્તિ પોતે અથવા લોકો પોતે અથવા સમગ્ર પ્રજા, અને તેમનુ એટલે તેમની મરજીથી ચાલતુ રાજ્ય તે સ્વરાજ્ય" એ જ લેખમા તેઓ આ સ્વરાજ્ય વિષે લખે છે આવી કલ્પના સ્વરાજ્ય માટે કેવળ બ્રિટિશ મુલકમા જ હિલચાલ થાય એટલુ જ બસ નથી, પણ દેશી રાજ્યોમા પણ એ હિલચાલ થવી જોઈએ" 'એટલુ જ નહિ પણ 'પ્રજાસત્તાક રાજ્ય વિના સાચુ સ્વરાજ્ય જ નથી' એટલે સુધી લોકો કહેતા થશે અને આ સિવાયની બીજી કોઈ પણ રાજ્યપદ્ધતિ સુરાજ્ય થઈ ન શકે, એમ પણ લોકોને આમના માત્ર સ્વરાજ્ય એ જ સુરાજ્ય છે એ આ ઉપરથી સમજાશે" આ દૃષ્ટિએ જેના જર્મની, ઇટાલી વગેરે દેશોમા આજ સ્વરાજ છે એમ કહી શકાય નહિ કારણ ત્યા લોકશાહી રાજ્યપદ્ધ

નથી પણ લોકમાન્યનુ ઉપર ટાંકેલું લખાણ ૧૯૦૭ની સાલનુ છે. તે વખતે લોકશાહીનો આદર્શ જોકે સ્વીકારવામાં આવ્યો હતો, તોપણ તેનો અમલ બધે સ્થળે થતો ન હતો આજે નહિ તો કાલે બધા રાજ્યો લોકસત્તાક થશે, એ જ તેનો સ્વાભાવિક વિકાસ છે અથવા એ જ તેમનું આદર્શ સ્વરૂપ છે, એમ માનીને રાજકીય તત્ત્વજ્ઞો ચાલતા હતા. (આજે લોકશાહી રાજ્યપદ્ધતિ એટલી સર્વમાન્ય રહી નથી. ફાશીવાદે અને નાઝીવાદે તો લોકશાહીના આદર્શનો ખુલ્લેખુલ્લો ત્યાગ જ કર્યો છે, અને સામ્યવાદ (કોમ્યુનિઝમ) ના અભિપ્રાય મુજબ મૂડીવાદી રાજ્યોની લોકશાહી એ માત્ર માયા છે અને તેનો નાશ કર્યા વિના લોકોને સાચી સ્વતંત્રતા મળવાની નથી, આ માયાનો નાશ કરવા માટે કેટલાક વખત સુધી 'શ્રમજીવીઓની સરમુખત્યારશાહી' (ડિક્ટેટરશિપ ઑફ ધ પ્રોલિટેરિયટ) સ્થાપન કરવી પડશે ત્યાર પછી કદાચ સમાજસત્તાક લોકશાહી અમલમા આવશે અથવા તો રાજ્યસંસ્થા પોતે જ નાશ પામશે. ટૂંકમા સ્વરાજ એટલે પ્રજાતંત્ર રાજ, અને પ્રજાતંત્ર રાજ વિના કોઈ પણ સ્વરાજ કે સુરાજ્ય હોઈ ન શકે, એમ જે લોકમાન્ય ટિળકે કહ્યુ છે, તેમા રહેલી દૃષ્ટિ મૂળમા જ સદોષ છે, એમ કહેનારા ફાશીવાદી અને સામ્યવાદી લોકો બીજા દેશોમા નીકળ્યા છે અને આપણા દેશમા પણ તેમના અનુયાયીઓ ઠેર ઠેર દેખાયેલા છે

આ બે લોકશાહી વિરોધી મતપ્રણાલીઓથી ભિન્ન એવો એક સત્યાગ્રહી સંપ્રદાય હિંદુસ્તાનમા પેદા થયેલો

છે; અને તે કાશીવાદની મશ્કરીમાં ઇંગ્લંડ, અમેરિકા અને ફ્રાન્સ જેવા દેશોમાં ચાલતી લોકશાહીનો આદર્શ શ્રેષ્ઠ છે એમ માન્ય રાખે છે, તોપણ હજુ સુધી સાચી લોકશાહી દુનિયામાં કોઈ ઠેકાણે અમલમાં નથી એમ કહે છે. રાજકારણના વહેવારમાં અહિંસાનો વધારે પ્રમાણમાં ઉપયોગ થાય નહિ ત્યાં સુધી લોકશાહી ટકી શકે નહિ, એવું આ સત્યાગ્રહી સંપ્રદાયનું કહેવું છે; અને તેનો અંતિમ આદર્શ 'સ્વરાજ્ય એટલે પ્રજાતંત્ર રાજ્ય' એ લોકમાન્યના સૂત્રથી ઘણો આગળ વધેલો છે. 'સ્વ' એટલે આત્મા અને 'સ્વરાજ્ય' એટલે આત્મરાજ્ય, એવો તે સ્વરાજ્યનો અર્થ કરે છે( આ આત્મરાજ્ય સ્થપાશે એટલે સમાજને દંડ વિનાની અરાજક અવસ્થા પ્રાપ્ત થશે, એમ તે માને છે. યુરોપમાં પણ અરાજ્યવાદી સંપ્રદાયો નીકળેલા છે અને સામ્યવાદીઓનો અંતિમ આદર્શ પણ અરાજ્યવાદ જ છે. પણ સત્યાગ્રહની દુનિયા આધ્યાત્મિક હોવાથી તેના આદર્શને 'અરાજ્યવાદ' કહેવા કરતાં 'આત્મરાજ્યવાદ' અથવા 'આત્મસત્તાવાદ' કહેવું અમને વધારે યોગ્ય લાગે છે. આ જ આત્મરાજ્યને મહાત્મા ગાંધી 'રામરાજ્ય' પણ કહે છે. પણ એ ઠેકાણે 'રામ' શબ્દનો અર્થ પણ અંતરાત્મા જ હોય છે. ટૂંકમાં, યુરોપની જેમ હિન્દુસ્તાનમાં પણ લોકશાહીના રાજકીય આદર્શથી આગળ જનારો અને યુરોપીય લોકશાહીને અધૂરી અને વિકૃત માનનારો એક સ્વતંત્ર સત્યાગ્રહી સંપ્રદાય નિર્માણ થયેલો છે. તેમ છતાં લોકશાહીનું ધ્યેય પોતાને માન્ય નથી એમ તે

હરગિજ કહેવા માગતો નથી. મૂડીવાદી દેશોની લોકશાહી એ સાચી લોકશાહી નથી એટલું જ તેનું કહેવું છે. તે જ પ્રમાણે, લોકશાહીનો અંતિમ વિકાસ આત્મરાજ્યમાં થવો જોઈએ અને એ જ સાચું 'સ્વરાજ્ય' છે, એવું તેનું અંતિમ રાજકીય તત્ત્વજ્ઞાન છે.

### ૩. લોકશાહી અને લોકસ્વાતંત્ર્ય

આવી રીતે કેટલાક લોકશાહીથી આગળ જનારા તો બીજા કેટલાક તેનો વિરોધ કરનારા, એવા ભિન્ન ભિન્ન રાજકીય વિચારસંપ્રદાયો આજે દુનિયામાં ઉત્પન્ન થયેલા છે તેમ છતાં લોકશાહી રાજ્યપદ્ધતિમાં દરેક નાગરિકને 'આ મારું પોતાનું રાજ્ય છે' એમ લાગે છે અથવા તો લાગવું જોઈએ, એ બાબતમાં મતભેદ નથી. આ કેવળ એક ભ્રમ છે એમ માનીએ તોપણ તે ભ્રમ સાચો હોવાથી તેના સારા નરસા પરિણામો આવ્યા વિના રહેતા નથી. આપણે આપણા રાજ્યના કાયદાઓ પાળીએ છીએ, કર આપીએ છીએ, પોતાના કર્તવ્યમાં ચૂકતા તે માટે સજા ભોગવીએ છીએ, રાજ્યને અંગેની આપણી ફરજો અદા કરવા માટે કષ્ટ ભોગવીએ છીએ, તેમ જ જરૂર પડ્યે પ્રાણત્યાગ કરવાને પણ તૈયાર થઈએ છીએ, એ જાતનું ભાન કોઈ પણ રાજ્યપદ્ધતિ હેઠળ રહેતા નાગરિકોમાં હોય છે. પણ આપણા રાજ્યકારભારના નિયંતાઓ અને વિધાતાઓ આપણે પોતે જ છીએ, આપણે તેની નીતિ નક્કી કરી નાખીએ છીએ, અને આવશ્યકતા હોય તો રાજ્યકારભાર પોતાના હાથમાં લઈને આપણી મરજી મુજબ તે

ચલાવી શકીએ છીએ અથવા તો સુધારી શકીએ છીએ, એવું ભાન લોકશાહી રાજ્યમાં વસતા નાગરિકોમાં વિશેષ પ્રમાણમાં હોય છે. લોકશાહી રાજ્યમાં મળતું નાગરિક-સ્વાતંત્ર્ય તે આનું જ નામ.

આ લોકશાહી નાગરિકસ્વાતંત્ર્યમાં અનેક જાતના હકોનો સમાવેશ થતો હોય તોપણ 'મનસ્વાતંત્ર્ય' અને 'પ્રચાર-સ્વાતંત્ર્ય' એ બે હકો લોકશાહીના આધાર સમા અથવા તેના પ્રાણ સમા ગણવા જોઈએ. લોકશાહી રાજ્ય લોકમતને અનુસરીને ચાલતું હોવાથી લોકોને પોતાના મતો સ્વતંત્રપણે ઘડવાને અવકાશ હોવો જોઈએ, એ સ્પષ્ટ જ છે. પોતાનો મત સ્વતંત્રપણે બાંધવાની તથા તેનો ફેલાવો કરવાની સ્વતંત્રતા લોકોને ન હોય, અને તેથી ઊલટું, રાજ્યકર્તાઓ જો લોક ઉપર નિયંત્રણ ચલાવવા માંડે, પોતાને ન ગમતા મત દબાવી દઈને પોતાને પ્રિય હોય તેવા મતોનો જ પ્રચાર કરવાની છૂટ આપે, તો તે રાજ્યમાં રાજ્યકારભાર લોકમતને અનુસરીને ચાલે છે એમ કહેવા કરતાં લોકમત રાજ્યકારભારને અનુસરીને ઘડાય છે, એમ કહેવું પડે. એવી પદ્ધતિમાં ચૂંટણીઓ થતી હોય કે ન થતી હોય. લોકમત જાણવાનો પ્રયત્ન થતો હોય કે ન થતો હોય. એ પદ્ધતિને લોકશાહી પદ્ધતિ કહી શકાય નહિ. ટૂંકમાં મનસ્વાતંત્ર્ય અને પ્રચારસ્વાતંત્ર્ય એ લોકશાહીનો આધાર છે.

રાજ્યકારભાર પર ટીકા કરવી, રાજ્યકર્તાઓની નીતિ ઉપર ટીકા કરવી, તે નીતિમાં ફેરફાર કરાવવાનો

પ્રયત્ન કરવો, એક પક્ષના હાથમાંથી રાજ્યકારભાર લઈ લઈને તેનાથી જુદી નીતિવાળા બીજા કોઈ પક્ષના હાથમાં સોંપવા માટે પ્રયત્ન કરવો, આ બધી વસ્તુઓનો મત સ્વાતન્ત્ર્યમાં સમાવેશ થાય છે એટલા માટે રાજ્યકારભાર ચલાવવાની અન્તિમ સત્તા જેમના હાથમાં હોય છે તે મંત્રીઓ તથા કાયદા ઘડનારી પ્રતિનિધિસભાના સભ્યોની કોઈ ચોક્કસ મુદત પછી નવેસર ચૂંટણી કરવામાં આવે એવી વ્યવસ્થા લોકશાહી રાજ્યપદ્ધતિમાં કરેલી હોય છે આજે જેમના હાથમાં રાજ્યસત્તા હોય તેમને અમુક મુદત પછી ચૂંટણી વખતે લોકો પાસે ફરી જવું પડે છે, તેથી આપણે લોકોને જવાબદાર છીએ અને લોકો આપણા સ્વામી છે એવું ભાન રાજ્યકર્તાઓના મનમાં રહે છે, તેવી જ રીતે પ્રજાજનોના મનમાં પણ પોતાના પ્રભુત્વનું ભાન રહે છે આવી રીતે ચાલતો રાજ્યકારભાર આપણે પોતે જ ચલાવીએ છીએ અને એ સારો ચાલે કે ખરાબ ચાલે તો તેની અન્તિમ જવાબદારી પણ આપણે પોતાને શિરે જ છે, એના ભાનને જ સ્વરાજ્યનું ભાન કહે છે આ સ્વાતન્ત્ર્યને જ વિશેષ મહત્ત્વ છે, અને આ સ્વાતન્ત્ર્યનો અભાવ હોવા છતાં જો કોઈ રાજ્યકારભાર વધારે સુખદાયક હોય તોપણ તેને એટલું મહત્ત્વ નથી આ જ અર્થ 'સ્વરાજની ભૂખ સુરાજ્યથી ભાગતી નથી' એ સૂત્રમાં વ્યક્ત કરવામાં આવેલો છે. રાજકીય બંધનો પાળવાનું અગવડભર્યું લાગતું હોય તોપણ તે બંધનો આપણે પોતે જ નિર્માણ કરેલાં છે, તે આપણા જ હિતને માટે છે, અને તેમાં

આ વહેવારમાં તદ્વિદો ઉપર અતદ્વિદોનું નિયંત્રણ હોવું જોઈએ એમ કહેવા જેવો વિરોધાભાસ દેખાય છે. પણ આવો વિરોધાભાસ તો આપણા અનેક વહેવારોમાં આપણે જોઈએ જ છીએ. તદ્વિદોની સહાય લીધા વિના આજે કોઈનુંયે ચાલતું નથી, પણ અનેક તદ્વિદોમાંથી કયા તદ્વિદ પાસે પોતાનું કામ કરાવવું તેનો નિર્ણય એ વિષયના અતદ્વિદો જ કરે છે. ઇજનેર માંદો પડે છે ત્યારે દાક્તરની દવા લે છે; દાક્તરને અદાલતમાં મુકદ્દમો ચલાવવાનો હોય ત્યારે તે વકીલ પાસે જાય છે; ખેતી કરાવવી હોય ત્યારે વકીલ તે કામ ખેડૂતને સોંપે છે; અને ખેડૂત પોતાનો માલ વેચવા માટે વેપારી પાસે જાય છે. આનું કારણ દેખીતું જ છે કે, ઇજનેર દવા કરી શકતો નથી, દાક્તર મુકદ્દમો લડી શકતો નથી, વકીલ ખેતી કરી શકતો નથી અને ખેડૂત વેપાર કરી શકતો નથી. પણ માણસ પોતાનો દાક્તર પોતે નક્કી કરે, પોતાનો વકીલ જાતે પસંદ કરે, પોતાનો ખેડૂત પોતે નીમે, તેમ જ પોતાનો વેપારી પોતે શોધી કાઢે — એ વહેવાર બધાને યોગ્ય લાગે છે. કારણ કે, પોતાનું કામ તદ્વિદો પાસે કરાવવાની જેમ બધાને ઇચ્છા હોય છે તે જ પ્રમાણે એ કામ પોતાની ઇચ્છા મુજબ થાય તથા એ તદ્વિદો પોતાને દગો ન દે, એવી પણ બધાને ઇચ્છા હોય છે. તદ્વિદ ગમે તેવો ડાહ્યો હોય તોપણ તે પ્રમાણિક હોય જ છે એમ બનતું નથી. તેમ જ આપણું સુખ અને સમાધાન શામાં રહેલું છે એ તેને સમજાય છે એમ પણ હોતું નથી. તેથી તદ્વિદને

નથી કે, ડીંગણા અને ઊંચા, મૂર્ખ અને ડાહ્યા. ચોર અને શાહુકાર એવા ભેદો લોકશાહી રાજ્યમાં કરવામાં આવતા નથી. જુદી જુદી વ્યક્તિઓમાં જુદા જુદા ગુણોદોષ રહેલા હોય છે, બધાની કાર્યશક્તિ ઓછીવત્તી હોય છે, દરેક જણ બધા જ કાર્યો કરી શકતો નથી, અને જેમનામાં અમુક કામ કરવાની આવડત હોય છે તે બધામાં તેવી આવડત સરખા પ્રમાણમાં હોતી નથી, આવા બધા ભેદાભેદોનો વિચાર કરીને જ લોકશાહી સમાજના વહેવાર ચલાવવા પડે છે અને ચાલે છે. પણ આ ભેદોને કારણે આનુવંશિક જાતિભેદ અથવા આર્થિક વર્ગભેદ જેવા ભેદોનો બચાવ થઈ શકતો નથી. દરેક વ્યક્તિને પોતાનામાં રહેલા ગુણોનો પૂર્ણ વિકાસ સાધવાને યોગ્ય તક અને દરેક જણને પોતાના પુરુષાર્થથી ગમે તે સ્થાન પ્રાપ્ત કરવાનો અવકાશ મળવો જોઈએ. અમુક કુળમાં, જાતિમાં, ધર્મમાં કે વર્ગમાં જન્મ પામવાને કારણે પોતાના ગુણોના વિકાસ માટે તક મળતી નથી અથવા તો પોતાના ગુણોની કદર થતી નથી, એમ સમાજની કોઈ પણ વ્યક્તિને કે વર્ગને લાગવું ન જોઈએ. ડાહ્યો હોય કે મૂર્ખ હોય તોપણ પૈસાદારનો દીકરો પૈસાદાર થાય છે, જમીનદારનો પુત્ર જમીનદાર થાય છે અને ગરીબનો પુત્ર ગરીબ રહે છે, એ એક જાતની વિષમતા છે. એવી જ વિષમતા બ્રાહ્મણનો દીકરો બ્રાહ્મણ અને તેથી શ્રેષ્ઠ અને ઢેડનો દીકરો ઢેડ અને તેથી કનિષ્ઠ, એ ઉચ્ચનીચભાવનામાં પણ છે. દરેક વ્યક્તિની કાર્યશક્તિને યોગ્ય અવકાશ મળે અને તેનું નસીબ તેના પુરુષાર્થ પર આધાર રાખે એવી વ્યવસ્થા કરવાથી જે

ભેદ નિર્માણ થાય તેને અસમાનતા માનવાનું કારણ નથી. પણ આ ભેદમાંથી જ્યારે સમાજમાં વર્ગભેદ તથા જાતિભેદ નિર્માણ થાય છે અને જુદી જુદી જાતિમાં કે વર્ગમાં જન્મ પામવાને કારણે પોતાના વિકાસના માર્ગમાં ઓછાવત્તા અંતરાયો આવે છે એવો અનુભવ થાય છે, ત્યારે તેમાંથી જ સામાજિક વિષમતા અને અન્યાય પેદા થાય છે. આ વિષમતા લોકશાહીના આદર્શથી વિસંગત છે, અને કેવળ રાજ્યપદ્ધતિનું સ્વરૂપ લોકશાહી કરવાથી લોકશાહી સમાજ નિર્માણ થયો એમ કહી શકાશે નહિ. તે જ પ્રમાણે આવી વિષમ સામાજિક પરિસ્થિતિમાં લોકશાહી રાજ્યપદ્ધતિ ન્યાયપ્રસ્થાપના કરી શકશે નહિ, પણ ઊલટું અન્યાયનો વધારો જ કરશે.

વહેવારની દૃષ્ટિથી વિચાર કરતાં, પહેલું લોકશાહી રાજ્યતંત્ર સ્થાપવું કે પહેલી સામાજિક સમતા નિર્માણ કરવી, એ પ્રશ્ન હંમેશ મતભેદનો અને ચર્ચાસ્પદ જણાયો છે. સમાજની અમુક અવસ્થામાં લોકશાહી રાજ્યતંત્ર પ્રથમ સ્થાપન કરવું એ જ સામાજિક સમતા સ્થાપવાનો ઉત્તમ માર્ગ હોય છે. જ્યારે એથી ભિન્ન પરિસ્થિતિમાં પ્રથમ સામાજિક સમતા સ્થાપન કરીને પછી રાજ્યતંત્રને લોકશાહી સ્વરૂપ આપવાનું હિતકારક ઠરે છે. મૂડીવાદી ધનોત્પાદનને પરિણામે પેદા થયેલી સામાજિક વિષમતાનો નાશ ન થાય ત્યાં સુધી લોકશાહી રાજ્યતંત્ર સ્થાપન ન કરવું એવો સામ્યવાદીઓનો પ્રયત્ન બીજા પ્રકારનો છે. જ્યારે પોતાના દેશનું લોકશાહી રાજ્યતંત્ર કાયમ રાખીને તેને જ

એનો ઇત્યાદિ ઘોષણાઓ કરે છે. આવા અભિપ્રાયો લોકશાહીના આદર્શથી કેટલા વિસંગત છે એ ઉપર કરેલા વિવેચનથી સ્પષ્ટ થશે. લોકશાહી રાજ્યમાં અનેક બાબતોના નિર્ણયો બહુમતીથી કરવામાં આવે છે, પણ તેથી એ બહુસંખ્ય લોકોનું રાજ્ય છે એવો તેનો અર્થ થતો નથી. લોકશાહીમાં વસતા દરેક નાગરિકને તે રાજ્ય 'સ્વ'-રાજ્ય છે એમ લાગવું જોઈએ. અને દરેક અલ્પસંખ્ય પક્ષને એવો ભરોંસો પડવો જોઈએ કે, પોતાનો પક્ષ જો નાનો હોય તો મતપરિવર્તનથી પોતે બહુસંખ્ય પક્ષ બની શકશે. તેમ જ મતસ્વાતંત્ર્ય, પ્રચારસ્વાતંત્ર્ય ઇત્યાદિ નાગરિક હકો સૌની સાથે સમાનતાથી તે ભોગવી શકે એવી વ્યવસ્થા હોવી જોઈએ. એટલે કે, બહુમતીનો નિર્ણય અથવા બહુસંખ્ય પક્ષના હાથમાં રાજ્યકારભાર એ સૂત્રોનો અર્થ બહુસંખ્ય જાતિ કે ધર્મના લોકોનું અલ્પસંખ્ય જાતિ કે ધર્મના લોકો ઉપર રાજ્ય એવો અર્થ કદી પણ કરવો ન જોઈએ અને થવો ન જોઈએ. એવો જો તેનો અર્થ થાય કે કરવામાં આવે તો તે લોકશાહી રાજ્ય ન રહેતાં અલ્પસંખ્ય જાતિના કે ધર્મના લોકોની દૃષ્ટિએ અનિયંત્રિત રાજ્ય જ થશે. તે રાજ્ય જુલમી થાય કે કદાચ ન પણ થાય, પણ તે લોકશાહી પદ્ધતિનું રાજ્ય તો નહિ જ થાય, અને લોકશાહીના બહુમતીના નિર્ણયના સિદ્ધાન્ત સાથે પણ તેને કોઈ જાતનો સંબંધ નથી.

હરકોઈ માણસ પોતાના મતની સત્યતા આજે નહિ તો કાલે દલીલથી બહુમતીને ગળે ઉતારી શકશે એ માન્યતા

ઉપર લોકશાહી રાજ્યમાં રહેલો બહુમતીના નિર્ણયનો સિદ્ધાન્ત આધાર રાખે છે. એટલે કે, કોઈ પણ પ્રશ્નનો વિચાર કરતી વખતે કેવળ સત્યાસત્ય અને ન્યાયઅન્યાયની દૃષ્ટિએ જ વિચાર કરવાની વૃત્તિ લોકોમાં જાગ્રત રહેવી જોઈએ એમ જો ન થાય તો બહુમતી પ્રમાણે ચાલતો રાજકારભાર ન્યાયને અનુસરનારો નહિ થાય મતપ્રચાર કરતી વખતે કોમી ભાવનાનો આધાર લેવો, કોઈ વિશેષ ધર્મમાં જન્મેલા લોકોની સ્વાર્થભાવનાને ઉશ્કેરીને બહુમતી મેળવવી, સિદ્ધાન્તો કે તત્ત્વનિષ્ઠા પર પક્ષો રચવાને બદલે કોમ, ધર્મ અથવા વર્ગની ભાવના પર પક્ષો રચીને પોતાના પક્ષના હાથમાં રાજસત્તાનો કબજો આવે તેમ કરવું એ બધી વૃત્તિ અથવા નીતિ લોકશાહીને વિઘાતક છે જે રાષ્ટ્રમાં જુદી જુદી અનેક જાતિના, ધર્મના કે વર્ણના લોકો વસે છે, ત્યાંના લોકોમાં જાતિ, ધર્મ અને વર્ગથી નિરપેક્ષ થઈને સાર્વજનિક પ્રશ્નોનો સાચી સાર્વજનિક બુદ્ધિથી — એટલે કે સાચી સર્વજનહિત બુદ્ધિથી — વિચાર કરવાની ટેવ નાગરિકોમાં ન કેળવાય તો તત્ત્વ કે સિદ્ધાન્તને વફાદાર હોય એવા પક્ષો નિર્માણ નહિ થાય, બહુમતીના નિર્ણયો ન્યાયને અનુસરનારા નહિ હોય, લઘુમતીઓને આ આપણું રાજ્ય છે એમ નહિ લાગે તેમ જ સાચી લોકશાહી નહિ સ્થપાય જાતિ, ધર્મ અને વર્ગથી નિરપેક્ષ થઈને સાર્વજનિક બુદ્ધિથી સાર્વજનિક પ્રશ્નોનો ઉકેલ કે નિર્ણય કરવાની વૃત્તિને જ બંધુભાવનાનું નામ આપવાને હરકત નથી

આ બંધુભાવનાને મર્યાદિત અર્થમાં રાષ્ટ્રીય ભાવના પણ કહી શકાય. જે રાષ્ટ્રમાં આ સર્વવ્યાપક રાષ્ટ્રીય ભાવના નથી હોતી અથવા તેમાંથી તે નાશ પામી છે, ત્યાં લોકશાહી રાજ્યતંત્ર ટકી શકતું નથી. એવો અનુભવ મૂડીવાદી યુરોપીય દેશોમાં આજે થઈ રહ્યો છે. મૂડીદારો અને મજૂરો એ બે વચ્ચેનો વર્ગવિગ્રહ આજે એટલી હદે પહોંચી ગયો છે કે, શાંતિથી, બાંધછોડથી, ચર્ચાથી કે સમજાવટથી એનો ઉકેલ આણવાને બેમાંથી એકે પક્ષ તૈયાર નથી. તેથી એવાં રાષ્ટ્રોને એક પ્રદેશમાં વસતાં બે રાષ્ટ્રોનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે અને એ રાષ્ટ્રોના ભાગલા પડી ગયા છે. આપણા દેશનું રાષ્ટ્રીયત્વ પણ કોમની અને ધર્મની ભાવનાને લીધે છિન્ન-ભિન્ન થાય એવો સંભવ દેખાય છે. આવી રીતે એક જ દેશમાં રહેનારા જુદા જુદા જૂથો, સમૂહો કે વર્ગો એકબીજા પ્રત્યે દુશ્મનાવટથી જોતા થાય અને પોતાનો મત ગમે તે સાધનથી બીજાઓ ઉપર લાદવાનો આગ્રહ રાખવા માંડે, તો લોકશાહી રાજ્યતંત્ર નકામું બની જાય છે, પડી ભાંગે છે અથવા કોઈ એક પક્ષના હાથમાં જઈ પડવાથી અનિયંત્રિત અને સ્વૈરતમી બને છે. સામ્યવાદ અથવા ફાસીવાદ એ આવી જ એકપક્ષી કે એકવર્ગી અનિયંત્રિત સત્તા છે. તેમાં વિરોધી પક્ષને અવકાશ જ રહેતો નથી તેમ જ શાંતિને માર્ગે સત્તા પોતાના હાથમાં લેવાની આશા પણ રહેતી નથી.

વિરોધી પક્ષો હોય એ આવશ્યક છે, પણ બન્ને પક્ષમાં અંતિમ દૃષ્ટિથી હિતૈક્યની અને બંધુભાવનાની લાગણી

હોવી એ લોકશાહીનું લક્ષણ છે. લોકશાહીમાં મતવિરોધ હોવા જ જોઈએ, હિતવિરોધ પણ અપરિહાર્ય હોય છે, પણ એ બધા મતવિરોધોનો અને હિતવિરોધોનો ઉકેલ દંડામારથી, એક બીજાના માથા ફોડીને ન લાવતાં વાટાઘાટ અને દલીલથી, મતપરિવર્તનથી, શાંતિથી અને બાંધછોડ કરીને લાવી શકાશે, એવી વૃત્તિ બધામાં જાગ્રત હોવી જોઈએ.

## ૭ સત્યનિષ્ઠા અને લોકશાહી

ઉપરના વિવેચન પરથી સત્યનિષ્ઠા અને અહિંસાવૃત્તિ એ બે ગુણોનો લોકશાહી સાથે કેટલો સંબંધ છે તેની કલ્પના વાચક કરી શકશે. સમાજના બધા વહેવારોમાં સત્યનિષ્ઠા અને અહિંસાનો વધારે ને વધારે પ્રમાણમાં પ્રવેશ થાય તેમાં જ સાચી માનવસંસ્કૃતિ રહેલી છે એમ જેઓ માને છે તથા તેમ કરવાને માટે સત્ય અહિંસા અપરિગ્રહાદિ વ્રતો જેમણે પોતાના વ્યક્તિગત જીવનમાં સ્વીકારેલાં છે, એવા સત્યાગ્રહી સંપ્રદાયના લોકો બીજી કોઈ પણ રાજ્યપદ્ધતિ કરતાં લોકશાહી રાજ્યપદ્ધતિ શાથી વધારે પસંદ કરે છે, એ વસ્તુ પણ હવે સ્પષ્ટ થશે. લોકશાહી રાજ્ય પણ બીજાં બધાં રાજ્યોની જેમ જ પૂરેપૂરું અહિંસામય નહીં થાય એ વાત ખરી છે, તોપણ તે પદ્ધતિમાં જ અહિંસાનો અને સત્યનો વધારેમાં વધારે વિકાસ થઈ શકશે, અને જેટલા પ્રમાણમાં આ ગુણો લોકોના હાડમાં ઊતરશે તેટલું 'આત્મરાજ્ય'નું સત્યાગ્રહી ધ્યેય વધારે ને વધારે નજીક આવતું જશે, એવી સત્યાગ્રહી લોકોને આશા છે. યુરોપની

લોકશાહી ભ્રષ્ટ થઈ છે એ તેમને ચોખ્ખું દેખાય છે. પણ તેથી લોકશાહીના આદર્શને જ ફગાવી દેવો કે સત્ય અને અહિંસાના પાયા ઉપર તેની સ્થાપના કરી તેનું શુદ્ધીકરણ કરવું, એ પ્રશ્ન એશિયા વગેરે બીજા ખંડોના રાજ્યોની આગળ આજે ઊભો છે. સત્યાગ્રહી સંપ્રદાયના લોકોએ બીજો વિકલ્પ સ્વીકારેલો છે અને એ જ તેમના સિદ્ધાન્તની સાથે સુસંગત છે.

આપસઆપસના મતભેદના પ્રશ્નોનો ઉકેલ વિચાર વિનિમયથી, દલીલથી અને મતપરિવર્તનથી લાવવાની આ વૃત્તિ સત્યસંશોધનની વૃત્તિ છે. સત્ય એટલે સામાજિક ન્યાય અથવા આત્યંતિક સમાજહિત. તે શામાં રહેલું છે તેનું કોઈ પણ એક વ્યક્તિને પૂરેપૂરું જ્ઞાન થયેલું નથી તેનું સંશોધન સતત અને અખંડ ચાલવું જોઈએ. આ સત્યસંશોધનના કાર્યમાં દરેક જણે પોતપોતાની બુદ્ધિ અને શક્તિ અનુસાર ભાગ લેવો જોઈએ અને પોતાને જે સત્ય એટલે ન્યાય્ય લાગતું હોય તેનો પ્રચાર કરી તે બહુમતીને ગળે ઉતારવું જોઈએ. પોતાના મતને બહુમતીનો ટેકો મેળવવાનું કામ શાન્તિથી, સત્યનિષ્ઠાથી, ચીવટપૂર્વક કરતા રહેવું જોઈએ. આમ કરવાની સૌ કોઈને સ્વતંત્રતા હોવી જોઈએ. તો જ દરેક મતની છણાવટ થતી રહે છે અને લોકમતનો પ્રવાહ વધુ ને વધુ શુદ્ધ અને સત્યપૂત બનતો જાય છે. આવા લોકમતને અનુસરીને રાજકારભાર ચાલે તો તે ન્યાયને અનુસરીને ચાલવાનો સંભવ વધારે પ્રબળ રહે છે.

સમાજમાં ન્યાયસંશોધનનું કાર્ય યોગ્ય રીતે ચાલતું રહે તે માટે સમાજની દરેક વ્યક્તિએ તેમાં પોતાનો ફાળો આપવો જોઇએ. સામાજિક વહેવારોની તેમ જ કાયદાઓની દરેક વ્યક્તિ ઉપર થનારી અસર જુદી જુદી હોય છે. તે તે અસર પ્રમાણે દરેકની ન્યાયઅન્યાય વિષેની કલ્પનાઓ પણ જુદી જુદી ઘડાય છે. આવી જુદી જુદી જાતની સર્વ કલ્પનાઓ લોકો આગળ આવતી જાય અને તેમની અનુકૂળપ્રતિકૂળ ચર્ચા થતી રહે, એટલે તેને પરિણામે જે બહુમત ઘડાય છે, તેમાં અન્યાયનો અંશ ઓછો હોવાનો સંભવ રહે છે, કંઈ નહિ તો લોકોને તો ઓછો લાગશે જ. અને લોકોને જે વસ્તુ ન્યાયની ભાસે છે તેને અનુરૂપ જ કાયદાઓ થતાં રહે છે. આ સતસંશોધનનું અને ન્યાયપ્રસ્થાપનાનું કાર્ય અખંડપણે સતત ચાલુ રહે તો વખત જતાં પોતાને થતા અન્યાયનું નિવારણ કરવાનો એક અહિંસક ઉપાય દરેક જણના હાથમાં આવશે અને સમાજમાં બંડ અથવા હિંસક ક્રાન્તિ કરવાની જરૂર કોઈને પણ જણાશે. નહિ. બહુમતીના નિર્ણય માન્ય કરીને તેની શિસ્ત પાળવાની પદ્ધતિમાં આ જ રહસ્ય રહેલુ છે.

પણ બહુમતીને જો ન્યાયાનુસારી રાખવી હોય તો તેના દોષો બતાવી તેમાં સુધારો કરવાનુ કાર્ય હંમેશ ચાલુ રહેવું જોઈએ. અલબત બહુમતીની શિસ્ત પાળવાની લોકશાહીની નીતિ છે, તો પણ બહુમતીની ખુશામત કરવી એવો એનો અર્થ નથી. બહુમતી હંમેશા ન્યાયને જ અનુસરે છે એવો લોકશાહીનો દાવો નથી; અથવા બહુમતી નક્કી કરી આપે

એ જ ન્યાય એવી ન્યાયની વ્યાખ્યા પણ લોકશાહીને માન્ય નથી. ન્યાય અને અન્યાયનું સંશોધન સતત ચાલુ રહે તે માટે હરકોઈ વ્યક્તિને બહુમતીના નિર્ણય ઉપર ટીકા કરવાનો અને તેનું પરિવર્તન કરવાનો હક લોકશાહીમાં આપેલો જ હોય છે. દરેક જણે પોતાની સદ્‌સદ્‌વિવેક બુદ્ધિનો ઉપયોગ કરીને એ હકનો અમલ કરવો જોઈએ આ ફરજ બજાવવા માટે લોકોની નિંદા, ઉપહાસ તથા જુલમ, એ બધું સહન કરવું જોઈએ. અને પોતાનું બધું બુદ્ધિબળ અને આત્મબળ વાપરીને બહુમતીનું પરિવર્તન કરવું જોઈએ. પણ તેમ કરતાં જબરદસ્તી કે હિંસાનો ઉપયોગ કદી પણ કરવો ન જોઈએ.

આત્મબળની સહાયથી લોકમતમાં જોઈતું પરિવર્તન કરી સામાજિક અન્યાયનું નિવારણ વધારે ત્વરાથી તથા વધારે નિશ્ચિતપણે થઈ શકશે, એ સ્પષ્ટ જ છે.

ઓગણીસમા સૈકાના યુરોપના રાજ્યશાસ્ત્રજ્ઞોએ આ આત્મબળના સિદ્ધાન્ત તરફ ઝાઝું ધ્યાન આપ્યું ન હતું. તેમણે બધો ભાર માત્ર બુદ્ધિબળ ઉપર મૂક્યો હતો. પણ સામાજિક મનપરિવર્તન કરવા માટે એ બુદ્ધિબળ પૂરતું થતું નથી એવો અનુભવ યુરોપમાં થઈ રહ્યો છે. અને તેથી બુદ્ધિબળના પાયા પર રચાયેલી લોકશાહીનું રાજકારણ પણ પાંગળું પડતું જાય છે. આ બુદ્ધિબળના પ્રભાવનો સંબંધ લોકશાહી રાજકારણ સાથે કઈ જાતનો છે તે અધ્યાપક જોડે નીચે મુજબ સમજાવ્યું છે. બુદ્ધિબળના સિદ્ધાન્તને તેમણે 'ધ પ્રિન્સિપલ ઑફ રૅશનાલિટી' એ નામ આપેલું છે. એ વિષે તેઓ લખે છે

> "આ સિદ્ધાન્ત કહે છે કે, મનુષ્યનો બુદ્ધિથી ચાલે છે એનો અર્થ એ છે કે, જો કોઈ અભિપ્રાય સાચો હોય અને તે સાચો છે એમ પુરવાર કરવાને પુરાવો આપી શકાય તો સમજણે લોકો તેનો સ્વીકાર કરશે. ઓગણીસમા સૈકાના લોકશાહીના અનુયાયીઓ આ સિદ્ધાન્ત માની લઈને ચાલતા હતા. પણ આજે તેનો મોટે ભાગે ઇનકાર કરવામાં આવે છે. પણ 'લોકો આગળ પુરાવો રજૂ કરીને તે મુજબ તેમનો મત ઘડી શકાય છે અને તેમનું સાચું હિત શામાં રહેલું છે તે તેમને સમજાવી શકાય છે, તેમ જ તેઓ પોતાનું હિત શામાં છે તે જાણે તો તેઓ પોતાના મતના

પ્રેમ વડી એકબીજાને તે મતને માન આપવાની ફરજ પાડે છે એવું અમે માનતા હતા,' એમ જોન સ્ટુઅર્ટ મિલે કહ્યું છે, તે જો આપણને માન્ય ન હોય, તો સ્વરાજ્યનો હક તેમને સોંપવા માટે તેઓ પાત્ર છે એમ માનવાને આપણી પાસે પૂરતું કારણ નથી."*

કોઈ એક મત સાચો હોય અને તેને માટે પૂરતા પુરાવા આપી શકાય તો આખરે લોકો તેને સ્વીકારે એ અર્થમાં માણસ બુદ્ધિપ્રધાન પ્રાણી છે, એવો સિદ્ધાન્ત ઓગણીસમા સૈકાના યુરોપના લોકશાહી રાજ્યશાસ્ત્રીઓએ માની લીધો હતો, પણ આજે એ સિદ્ધાન્ત ઘણા લોકો માન્ય રાખતા નથી. અને એ માન્ય રાખ્યા વિના લોકશાહી પદ્ધતિનું સમર્થન થઈ શકતું નથી, એવી દલીલ ઉપરથી ઉતારામાં અધ્યાપક જોડે કરી છે. એટલે કે, લોકશાહીના સમર્થન માટે બુદ્ધિબળના પ્રભાવીપણાનો સિદ્ધાન્ત અગાઉથી માની લીધેલો છે. પણ તેમનું એ ધ્યાન મનુષ્ય-સ્વભાવની આધુનિક મીમાંસા સાથે મેળ ખાતું નથી.

અને પ્રખર બનાવવા માટે સમાજની ન્યાયનિષ્ઠાનું – સત્યનિષ્ઠાનુ – આત્મબળ જાગ્રત હોવુ જોઈએ અથવા તો તેને જાગ્રત કરવુ જોઈએ. સમાજમા રહેલુ આ આત્મબળ જાગ્રત કરવાને માટે સત્યનિષ્ઠા ખાતર કષ્ટ સહન કરવા અને અહિંસાવૃત્તિથી સત્યનો પ્રચાર કરતા રહેવું એ જ માર્ગ છે. આ માર્ગે ચાલનારા આગેવાનો મળી જાય તો સમાજમા ન્યાયનિષ્ઠાની જ્યોતિ પ્રજ્વલિત રહેશે અને તેના પ્રકાશમા લોકોને સત્યનુ જ્ઞાન થશે અને તેઓ તેનો સ્વીકાર કરતા રહેશે. જે બુદ્ધિબળના સિદ્ધાન્ત ઉપર લોકશાહીનુ મંડાણ થયેલુ છે તેનો આધાર જ આ આત્મબળનો સિદ્ધાન્ત છે. આ આત્મબળના આધારને અભાવે, કેવળ બુદ્ધિબળ સામાજિક અન્યાયના નિવારણને માટે પૂરતુ નથી, એવો બોધ આધુનિક યુરોપીય લોકશાહી આખી દુનિયાને આપી રહી છે. ન્યાય સ્થાપવા ખાતર સ્વાર્થત્યાગ કરવાની વૃત્તિ ત્યાના રાષ્ટ્રોમાથી લુપ્ત થવાને લીધે ત્યાંની લોકશાહીનો નાશ થઈ બેઠો છે. અને વર્ગયુદ્ધનો આશ્રય લઈને ન્યાયપ્રસ્થાપના કરવા માગતા લોકશાહી વિરોધી રાજકારણો આગળ વધી રહ્યા છે. બુદ્ધિબળ ઉપર અધિષ્ઠિત થયેલુ રાજકારણ પૂરતુ કાર્યસાધક ન નીવડે તો આત્મબલાધિષ્ઠિત રાજકારણ નિર્માણ કરવુ એમા માનવસંસ્કૃતિની ઉન્નતિ જ છે; પણ બાહુબળનુ રાજકારણ નિર્માણ કરવામા તો તેની અધોગતિ જ છે, એવો સત્યાગ્રહી સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તની દૃષ્ટિથી આજે

લોકશાહીને સત્યાગ્રહના અધિષ્ઠાન ઉપર સ્થાપન કરવાની આવશ્યકતા ઊભી થઈ છે

## ૯ અહિંસાવૃત્તિ અને લોકશાહી

લોકશાહીની સફળતાને માટે લોકોમાં તેમ જ રાજ્યકર્તાઓમાં કેવળ સત્યનિષ્ઠા હોય એટલું જ પૂરતું નથી, પણ તેની સાથે જ તેમનામાં અહિંસાવૃત્તિ હોવી એ પણ જરૂરનું છે પોતાના મનમાં જે સત્ય છે તે માટે પૂરતો આગ્રહ ભલે હોય પણ એ મત બીજાઓ ઉપર જબરદસ્તીથી લાદવાની વૃત્તિ ન હોવી જોઈએ અને બીજાઓના મનમાં રહેલા સત્યાંશનો સ્વીકાર કરીને પોતાના મનમાં રહેલા અસત્યાંશનો ત્યાગ કરવાની વૃત્તિ પણ હોવી જોઈએ આપણને જે સત્ય લાગ્યું હોય તેનો આગ્રહ અને પોતાના મનમાં રહેલા અસત્યાંશનો ત્યાગ કરીને તેનું શુદ્ધીકરણ કરવાની વૃત્તિ એ બે વૃત્તિઓ એકબીજાની વિરોધી લાગે પણ તે બન્ને વિના સત્યની સાચી ઉપાસના થઈ શકતી નથી

આદર્શ છે. સામાજિક સત્ય કોઈ પણ એક વ્યક્તિને સમજાયેલુ હોતુ નથી, એકીવખતે તેનુ સમગ્રપણે જ્ઞાન થાય એ પણ શક્ય નથી. અને વળી તેનુ સ્વરૂપ પણ નિત્ય બદલાતુ રહે છે. આ સમજ લોકશાહીના પાયામા જ રહેલી છે. આ વૃત્તિને લીધે જ પોતાના મત વિષે દુરાગ્રહ રહેતો નથી અને બીજાઓના મત વિષે સહિષ્ણુતા વધે છે. બીજાના મત માટેની આ સહિષ્ણુતા એ જ સત્યસંશોધનમા રહેલી અહિંસાવૃત્તિ છે, અને દરેક પ્રકારના જ્ઞાનના વિકાસ માટે તેની આવશ્યકતા હોય છે.

પણ આ વૃત્તિની સાથે સાથે જ, પોતાને જે સત્ય સમજાયુ હોય, તેનો પ્રયોગ કરવાની હિંમત પણ માણસમા હોય એ જરૂરનુ છે. સોનામા રહેલો હલકો ભાગ જેમ તેને દેવતામા નાખ્યા વિના બળી જતો નથી. તે જ પ્રમાણે આપણા મનમા રહેલો અસત્યનો અંશ પણ તે મતની જીવનની ભઠ્ઠીમા નાખી કરીને જોયા વિના નષ્ટ થતો નથી. આપણુ જીવન જ સામાજિક અભિપ્રાયોને તપાસી જોવાની પ્રયોગશાળા છે, એ વાત ઓળખીને મતના અનેક પ્રયોગ કરવા માટે જોઈતી હિંમત અથવા નિષ્ઠા જેમનામા ન હોય, તેમની બુદ્ધિ સત્યસંશોધન માટે અયોગ્ય નીવડે છે. પોતાના મત વિષે દૃઢ નિષ્ઠા ન હોય તો આવા પ્રયોગો થઈ શકે જ નહિ; અને આવા પ્રયોગો કરીને પોતાના મત તપાસી જોયા વિના એ નિષ્ઠા નિર્માણ પણ થતી નથી. શુષ્ક વાદવિવાદ અથવા તાર્કિક દલીલો કર્યા કરવાથી જીવનના સત્યનુ સંશોધન અને દર્શન થઈ શકતુ નથી.

યુરોપીય સંસ્કૃતિ જન્મ પામી અને તેનું સંરક્ષણ તથા ઉછેર યુરોપના વેપારી વર્ગે કર્યાં. એ સંસ્કૃતિમાંથી જ બુદ્ધિ-સ્વાતંત્ર્ય, વ્યક્તિસ્વાતંત્ર્ય, સામાજિક સમતા અને રાજકીય લોકમત્તા અથવા લોકશાહી, એ સામાજિક આદર્શો નિર્માણ થયા અને એ સંસ્કૃતિના ફેલાવાની સાથે જ આ આદર્શોનો ફેલાવો પણ દુનિયાભરમાં થયો. સ્થૂલપણે કહીએ, તો સત્તરમા સૈકાની અધવચમાં આધુનિક લોકશાહીના આદર્શોની ઉત્પત્તિ થઈ અને ઓગણીસમા સૈકાની આખરે તેને આખી દુનિયાની માન્યતા મળી, એમ કહેવામાં હરકત નથી.

## ૧૧. અંગ્રેજ લોકશાહીની ક્રાન્તિ

ઇંગ્લંડમાં સત્તરમા સૈકાના મધ્યમાં ત્યાંના પ્યુરિટન લોકોએ લોકશાહીને નામે પહેલી રાજ્યક્રાન્તિ કરી અને પોતાના રાજા પહેલા ચાર્લ્સને ઈ. સ. ૧૬૪૯ની ૩૦ મી જાન્યુઆરીએ ફાંસી આપી. તેની સામે એવો આરોપ મૂકવામાં આવ્યો હતો કે, રાષ્ટ્ર અથવા રાજ્યના કાયદાઓએ તેને જ અમર્યાદિત સત્તા આપી હતી તેનો દુરુપયોગ કરીને, તેની મર્યાદાઓ છોડી દઈને પોતાની આપખુદીથી જુલમી અને દુષ્ટ નીતિ અખત્યાર કરીને એ રાજસત્તાનો તેણે ફાવે તેમ ઉપયોગ કર્યો. ઈ. સ. ૧૬૪૯થી ૧૬૬૦ સુધીના ગાળા દરમ્યાન લોકશાહીનો આધુનિક જમાનાનો પહેલવહેલો મોટો પ્રયોગ ઇંગ્લંડમાં થયો એમ કહેવાય. આ પ્રયોગની આગેવાની ઓલિવર ક્રોમવેલે લીધી હતી અને જે પાર્લામેન્ટનો તે નેતા હતો તેમાં વેપારી વર્ગનું વર્ચસ્વ હતું. પ્યુરિટન પંથમાં

વેપારી વર્ગ જ પ્રબળ હતો અને ન્યાય, સ્વતંત્રતા અને સમાજધારણા વિષે તે વર્ગની જે કલ્પનાઓ અને આકાંક્ષાઓ હતી તેમને મૂર્ત સ્વરૂપ આપવાનું કાર્ય જ ક્રોમવેલ દ્વારા થઈ રહ્યું હતું. એથી ઊલટું, ઠકરાતી તથા ધર્માધિકારી એ બે વર્ગો રાજાના પક્ષમાં હતા અને પાર્લમેન્ટની ઉમરાવ સભામાં તેમનું પ્રાબલ્ય હતું.

**૧૨ વર્ગવિગ્રહમાંથી ક્રાન્તિનો જન્મ**

આ વેપારી વર્ગનો બળવો કે આ ક્રાન્તિ ધાર્મિક અને રાજકીય એ બન્ને જાતના જુલમ વિરુદ્ધ હતી. ધર્માધિકારી પક્ષ ઇંગ્લન્ડમાં ફરી રોમના પોપનું વર્ચસ્વ સ્થાપન કરવા માગે છે એવો આરોપ ક્રાન્તિકારી પ્યુરિટનો મૂકતા હતા, તોપણ રોમના પોપની પ્રત્યક્ષ સત્તા ફરી સ્થાપન થવાનો ઝાઝો સંભવ કે ભય ન હતો. પ્યુરિટન લોકોને જે ધર્મસ્વાતંત્ર્ય જોઈતું હતું તે આપવા અથવા જે સુધારાઓ જોઈતા હતા તે કરવા ધર્માધિકારીઓ તૈયાર ન હતા, જ્યારે ઠકરાતી વર્ગને સમાજમાં વેપારી વર્ગનું વધતું જતું બળ અને આમની સભાનું રાજકીય મહત્ત્વ અસહ્ય લાગતું હતું આવી રીતે આ રાજકીય ક્રાન્તિના મૂળમાં સામાજિક અને આર્થિક વર્ગવિગ્રહ હતો એમ દેખાય છે. અમે જ રાષ્ટ્રના અને આમજનતાના પ્રતિનિધિ છીએ એમ કહીને વેપારી વર્ગ અનિયંત્રિત રાજસત્તા અને પ્રતિગામી ધર્મસત્તાની સામે લડતો હતો, અને તેને સામાન્ય ખેડૂત વર્ગનો પણ ઠકરાતી વર્ગની વિરુદ્ધમાં ટેકો હતો.

### ૧૩. ક્રોમવેલની ક્રાન્તિનાં પરિણામો

ક્રોમવેલની આગેવાની હેઠળ ઈંગ્લન્ડમા સ્થાપન થયેલી લોકશાહી લાંબો વખત ટકી નહિ અને જેટલો સમય તે ટકી તે સમય દરમ્યાન પણ તેને અનિયંત્રિત લશ્કરશાહીનુ સ્વરૂપ મળ્યુ હતું ઈસ ૧૬૬૦ મા ફરી રાજાશાહી સ્થાપન થઈ અને બીજો ચાર્લ્સ ઈંગ્લન્ડની ગાદી પર આવ્યો. તેમ છતા (૧) ઈંગ્લન્ડમા અનિયંત્રિત રાજસત્તા કાયમની નષ્ટ થઈ અને પાર્લમેન્ટનુ વર્ચસ્વ પ્રસ્થાપિત થયુ, (૨) પાર્લમેન્ટમા પણ ઉમરાવોની સભા કરતા આમની સભાનું મહત્ત્વ વધ્યુ, (૩) રોમન કેથોલિક પંથનો ઉચ્છેદ થયો અને પોપની ધર્મસત્તા ફરી ઈંગ્લન્ડમા સ્થાપન થવાની ધાસ્તી રહી નહિ અને (૪) બ્રિટિશ પ્રજા લશ્કરશાહીથી એટલી ત્રાસી ગઈ કે રાષ્ટ્રમા ખડી ફોજ બિલકુલ ન હોવી જોઈએ એમ તેને લાગવા માડ્યુ. આ બધી વસ્તુઓને ઊંધી વાળીને જ્યારે બીજા જેમ્સે પ્રગતિના ચક્ર ઊંધા ફેરવવાનો પ્રયત્ન આદર્યો, ત્યારે ઈસ ૧૬૮૮ મા ઈંગ્લન્ડમા ફરી રાજ્ય ક્રાન્તિ થઈ અને લોકનિયંત્રિત રાજ્યસત્તા કાયમની સ્થાપન થઈ

### ૧૪ નિષ્ફળ આર્થિક ક્રાન્તિનાં બીજ

પણ આ ક્રાન્તિ થતી હતી તે જ વખતે ઈંગ્લન્ડમા બીજી એક ક્રાન્તિ શરૂ થઈ હતી, અથવા બીજી એક ક્રાન્તિની અસ્પષ્ટ કલ્પનાઓ આ ક્રાન્તિના કાળ દરમ્યાન જન્મ પામી હતી પણ તે કલ્પનાઓ તો સાળ થઈ શકી નહિ ક્ષુદ્ર

ક્રોમવેલના લશ્કરમાં લેવલર્સ અને ડિગર્સ નામથી ઓળખાતા કેટલાક લોકો હતા. લિલબર્ન અને વિન્સ્ટેનલ એ બે તેમના આગેવાનો હતા. આ લોકોનું એમ કહેવું હતું કે, ધર્મને નામે થતા અત્યાચાર અને અનિયંત્રિત રાજસત્તાથી જેમ સમાજ ઉપર અન્યાય થાય છે તે જ પ્રમાણે સમાજના ધનિક વર્ગ તરફથી નિર્ધન વર્ગ ઉપરેય જુલમ થાય છે. અને તેથી આ જુલમમાંથી નિર્ધન વર્ગનો બચાવ કરવાનું કાર્ય લોકશાહી સરકારે કરવું જોઈએ, બલકે તવંગર અને ગરીબનો વર્ગભેદ જ નાબૂદ કરવો જોઈએ. લોકશાહી રાજ્ય પૈસાદારોનું અને ગરીબોનું બન્નેનું હોવું જોઈએ. પૈસાદારોની જેમ ગરીબોને પણ મત આપવાનો અધિકાર હોવો જોઈએ; બેકારોને કામ ધંધો આપવાની, વેપારીઓ ગરીબોને છેતરે નહિ તે માટે બજારભાવ ઉપર નિયંત્રણ કરવાની, અને કુદરતે બક્ષેલી સંપત્તિનો બધા જ સરખા પ્રમાણમાં ઉપભોગ કરી શકે એવી વ્યવસ્થા લોકશાહી સરકારે કરવી જોઈએ, એવો તેમનો આગ્રહ હતો. જેમની પાસે પોતાની જમીન નથી તેમ જ સ્વતંત્ર ધંધો કરવા માટે જોઈની મૂડી નથી એવા ખેતરોમાં કામ કરનારા મજૂરો અને નાના વેપારીઓ લોકશાહી રાજ્ય પાસેથી આવી જાતની અપેક્ષા રાખતા હતા. તે અપેક્ષા જો પૂરી પાડવી હોય તો ધાર્મિક અને રાજકીય જુલમની ગાફક જ આર્થિક જુલમ તથા આર્થિક વિષમતાનો પણ અંત આણવાનું જરૂરી હતું. આ આર્થિક સમાનતાના સિદ્ધાન્તના પાયા પર વર્ગરહિત સમાજ નિર્માણ કરવાની અને નવીન સમાજરચના કરવા વિશેની કલ્પનાઓ સ્પષ્ટ અને ચોક્કસ

થઈ ન હતી. તેમ જ જે નિર્ધન મજુર વર્ગને આવી સામાજિક ક્રાન્તિની જરૂર હોય છે એવો મજૂરવર્ગ પણ જાગ્રત અને સંગઠિત થયેલો ન હતો. આદ્યોગિક ક્રાન્તિ થયા પછી સમાજની ઘણી મોટી સંખ્યાનો મજુર વર્ગમાં સમાવેશ થયો અને સમાજવાદી ક્રાન્તિ વિષેની કલ્પનાઓ વધારે સ્પષ્ટ અને નિશ્ચિત થવા લાગી. એ કલ્પનાઓને જોકે હજી સુધી આંતુ ચોક્કસ અને સ્પષ્ટ સ્વરૂપ મળ્યુ ન હતું, તોપણ સમાજવાદી ક્રાન્તિની કલ્પનાઓના બીજ આધુનિક કાળની પહેલી લોકશાહી ક્રાન્તિ થઈ તે જ વખતે સામાન્ય જનતાના માનસમા વવાઈ ગયા હતા, એમ કહેવાને હરકત નથી. પણ સમાજ રચનાનો આર્થિક પાયો ઉખાડી નાખીને તે રચના નવા સિદ્ધાન્તોને અનુસરીને કરવાની કલ્પનાઓ તે વખતે સફળ થઈ નહિ અને તેથી લોકશાહી ક્રાન્તિને આર્થિક ક્રાન્તિનું સ્વરૂપ પ્રાપ્ત થયુ નહિ

## ૧૫ આર્થિક ક્રાન્તિના વિરોધમાં સંગઠન

રાજપક્ષ અને લોકપક્ષ વચ્ચે આ ઝઘડો ચાલતો હતો તે દરમ્યાન દેશનો કેટલોક ભાગ ઉજ્જડ અને વેરાન બન્યો, બેકારી વધી, ધનોત્પાદન મંદ પડ્યુ અને બજારભાવો પણ ખૂબ ચડ્યા. આ આર્થિક આફતોને લીધે તવંગર ગરીબનો વર્ગભેદ વિશેષ જણાવા લાગ્યો, અને ધાર્મિક અને રાજકીય જુલમ કરતા પણ આર્થિક જુલમનું ભાન નિર્ધન વર્ગને વધારે તીવ્રતાથી થવા લાગ્યું. આ અનુભવમાથી આર્થિક ક્રાન્તિની આ કલ્પનાઓ પેદા થઈ હતી, પણ તે કલ્પનાઓ

જન્મ પામતાની સાથે જ આખો ધનિક વર્ગ પોતાના અંદર અંદરના મતભેદ ભૂલી જઈ ને આ ક્રાન્તિકારી કલ્પનાઓને કચડી નાખવા અથવા તેમને નિર્મૂળ કરવાને એક થઈ ગયો. જમીનદાર – ઠકરાતી વર્ગ તેમ જ ધનિક વેપારી વર્ગ એ બન્ને પોતાના હિતવિરોધો સમાધાનથી પતાવવા અને પોતાની માલમત્તા ઉપર આવી પડનારી આ આફતનો એક થઈને સામનો કરવા તૈયાર થઈ ગયા. આ બે વર્ગોએ સમાજમાં ફેલાતા માડળી ક્રાન્તિકારક કલ્પનાઓને દબાવી દેવા માટે ક્રોમવેલની લશ્કરશાહીને મદદ આપી; અને ક્રોમવેલના મૃત્યુ પછી શુદ્ધ લોકશાહીની સ્મૃતિને પણ ભયાનક ગણીને તેમણે ઇંગ્લન્ડમાં લોકનિયંત્રિત રાજસત્તાની સ્થાપના કરી.

## ૧૧ લોકશાહીને મળેલું ધનિકશાહી વલણ

તે વખતથી બ્રિટિશ મુત્સદ્દીઓના મનમાં ક્રાન્તિકારક જલદ મતોનો જે ડર પેસી ગયો તે હજી સુધી દૂર થયેલો નથી. તે જ પ્રમાણે, લોકશાહીના આદર્શમાં આર્થિક સમતાનો સમાવેશ ન થવો જોઈએ, એવું વલણ એ વખતથી જ યુરોપીય લોકશાહી વિશેની કલ્પનાઓને મળવા લાગ્યું. આ વલણને પરિણામે જ આજે યુરોપીય લોકશાહીને ધનિકોની લોકશાહી (પ્લૂટોક્રેટિક ડેમોક્રસી)નું સ્વરૂપ મળ્યું છે અને તેની આગેવાની દેશના ધનિક વર્ગના હાથમાં ગઈ છે. આવી રીતે, ટૂંકમાં, ઇંગ્લન્ડમાં સત્તરમા સૈકામાં આધુનિક યુગની પહેલી લોકશાહી ક્રાન્તિ થઈ. આ ક્રાન્તિ દરમિયાન

મધ્યમ વેપારી વર્ગને જોઈતા ધાર્મિક અને રાજકીય સુધારાઓનો પાયો નંખાયો; જમીનદાર વર્ગ તથા ધનિક વેપારી વર્ગ એ બે વચ્ચે સામાજિક સમતાનું ધોરણ સ્વીકારવામાં આવ્યું; રાષ્ટ્રની આગેવાની આમની સભા પાસે આવી અને અનિયંત્રિત રાજસત્તા તરફથી લોકનાં જાનમાલને થતું જોખમ નાશ પામ્યું. એ જ વખતે આર્થિક સમતાની કલ્પનાઓ પેદા થઈ અને ધનિકો તરફથી ગરીબો પર થતા અન્યાયો તથા આક્રમણનું નિરાકરણ થવું જોઈએ એવી માગણી આમ જનતા તરફથી આગળ આવી. પણ તે માગણીનો લોકશાહી સાથે કે સામાજિક સમતા સાથે કશો સંબંધ નથી, તવંગર-ગરીબનો વર્ગભેદ કુદરતી અને પરમેશ્વરકૃત છે અને તે જો નષ્ટ થાય તો સમાજનો ઉચ્છેદ થશે, આવું બહાનું કાઢીને એ માગણી તરછોડી કાઢવામાં આવી. લોકશાહી રાજ્ય એ દેશના બધા ધનિકોનું રાજ્ય છે અને માલમિલકતનો હક ત્રિકાળાબાધિત અને કુદરતે આપેલો છે, તેની ઉપર તરાપ મારવાનો હક રાજ્યસંસ્થાને નથી, એવી વિચારસરણી ધીમે ધીમે સર્વમાન્ય થવા લાગી; અને લોકરાજ્ય એટલે ધનિકરાજ્ય એવું સમીકરણ વિચારી લોકો બેસાડવા લાગ્યા.

### ૧૭. પાર્લમેન્ટનું ધનિકશાહી સ્વરૂપ

ઇંગ્લન્ડમાં ઈ. સ. ૧૬૮૮ પછી પાર્લમેન્ટનું અને વિશેષતઃ તેની આમની સભાનું વર્ચસ્વ પ્રસ્થાપિત થયું એ સાચું છે, છતાં આમની સભા તે વખતે ઇંગ્લન્ડની

આમ જનતાની પ્રતિનિધિસભા હતી એમ કહી શકાય નહિ. ઇંગ્લન્ડના કેવળ જમીનદારો અને મોટા વેપારીઓની તે પ્રતિનિધિસભા હતી. અને ઉમરાવોની સભા તો દેખીતી રીતે જ આનુવંશિક સરદારો અને મોટા ધર્માધિકારીઓની સભા હતી, અને આજે પણ છે. તેથી ઇંગ્લન્ડમા પાર્લમેન્ટનુ વર્ચસ્વ સત્તરમા સૈકાની આખરથી સ્થપાયુ એનો અર્થ ત્યાં તે વખતે લોકશાહી સ્થપાઈ એમ ન કરી શકાય. ત્યા ધનિકશાહી નિર્માણ થઈ એટલો જ તેનો સાચો અર્થ હતો. પાછળથી અઢારમા સૈકામા જે ઔદ્યોગિક ક્રાન્તિ થઈ તેને પરિણામે દક્ષિણ અને પૂર્વ તરફના શહેરો વેરાન થયા અને ઉત્તર તરફ મોટા શહેરો નિર્માણ થયા. તેમ છતા આમની સભાના પ્રતિનિધિઓની વહેંચણી જુદા જુદા વિભાગોમા અગાઉના પ્રમાણમા જ કાયમ રહી. તેને પરિણામે નવાં ઔદ્યોગિક શહેરોના કારખાનાવાળાઓને યોગ્ય પ્રતિનિધિત્વ મળતુ ન હતુ. આ અન્યાય દૂર કરવા માટે લોકશાહીને નામે એક પ્રચંડ ચળવળ થઈ અને તેને પરિણામે ૧૮૩૨નો પાર્લામેન્ટના સુધારાનો કાયદો પસાર થયો. તોપણ આમ જનતાને એટલે કે મજૂર વર્ગને મતાધિકાર મળ્યો નહિ. તે પછી ઓગણીસમા સૈકાના મધ્યમા ઇંગ્લન્ડના મજૂરોએ ચાર્ટિસ્ટ નામની એક પ્રચંડ ચળવળ કરી ત્યારે ફરી વાર લોકશાહીની સાથે સાથે જ આર્થિક સમતા સ્થાપન કરવાનો આદર્શ જોરથી આગળ આવ્યો. આ હિલચાલ દબાવી દેવામાં આવી અને ૧૮૬૭મા શહેરોના મજૂરોને મતાધિકાર આપીને સંતુષ્ટ કરવામાં આવ્યા. તેમ છતાં

ગામડાંના મજૂરોને મતાધિકાર મળ્યો ન હતો. તે અધિકાર તેમને સને ૧૮૮૪માં આપવમાં આવ્યો. ત્યારથી મજૂર પક્ષ અસ્તિત્વમાં આવ્યો અને તેના પ્રતિનિધિઓ આમની સભામાં બેસવા લાગ્યા. તેમ છતાં સને ૧૯૧૮ સુધી સાર્વત્રિક મતાધિકારને તેમ જ સ્ત્રીઓના મતાધિકારને સિદ્ધાન્ત માન્ય થયો ન હતો. એ બાબતો તે વખતે (૧૯૧૮માં) સ્વીકારાઈ અને સ્ત્રીઓને મતાધિકાર મળવાની બાબતમાં ત્રીસ વરસની ઉમરની શરત હતી તે પણ ૧૯૨૨ માં રદ થઈ અને પુરુષોની માફક તેમને પણ ઉમર લાયક થતાં જ મતાધિકાર આપવાનો કાયદો થયો. આવી રીતે પાર્લમેન્ટ પાસે રાજકીય સત્તા આવ્યા પછી દોઢસો વરસ બાદ પાર્લમેન્ટને રાજકીય મતાધિકારની દૃષ્ટિથી લોકશાહી સ્વરૂપ ઇંગ્લન્ડમાં પ્રાપ્ત થયું. પણ આ રાજકીય મતાધિકારને લીધે, આજે આપણું રાજ્ય આપણા દેશમાં છે, એમ ત્યાંના મજૂર વર્ગને લાગતું હશે કે નહિ, તે વિષે શંકા જ છે. આપણા દેશનું રાજ્ય લોકશાહીનો વેષ ધારણ કરનારું મૂડીવાદી રાજ્ય છે, એ વસ્તુ ત્યાંના ઘણાખરા વિચારી લોકોને ગળે ઊતરી છે અને એ ભાન મજૂર વર્ગમાં ઝપાટાભેર ફેલાતુ જાય છે. આર્થિક વર્ગભેદો નાબૂદ થયા વિના રાજકીય લોકશાહીની ઝાઝી કિંમત નથી, એ સિદ્ધાન્ત ત્યાંના રાજ્યશાસ્ત્રજ્ઞોને હવે સ્પષ્ટ દેખાય છે; અને પ્યુરિટન ક્રાન્તિ વખતે આગળ આવેલા લેવલર્સ વગેરે પક્ષો તરફ જોવાની તેમની દૂષિત દૃષ્ટિ સુધરવા લાગી છે.

## ૧૮. અમેરિકન સ્વાતંત્ર્યયુદ્ધ અને ગરીબ વર્ગ

ઇંગ્લન્ડમાં સત્તરમા સૈકામાં ક્રાન્તિ થઈ તે પછી અઢારમા સૈકામાં અમેરિકા તેમ જ ફ્રાન્સ એ બે દેશોમા લોકશાહીને નામે રાજ્યક્રાન્તિઓ થઈ. એમાંની પહેલી ક્રાન્તિ અમેરિકામાંની બ્રિટિશ વસાહતોએ કરી અને તેને પરિણામે ત્યાં 'અમેરિકાનાં સંયુક્ત રાજ્યો' નામનું એક નવું રાષ્ટ્ર નિર્માણ થયુ. બ્રિટિશ રાજ્યક્રાન્તિની માફક અમેરિકન રાજ્યક્રાન્તિની આગેવાની પણ અમેરિકાના વેપારી અને કારખાનદાર વર્ગે જ કરી હતી. પણ બ્રિટિશ રાજ્યક્રાન્તિ વખતે એક જ રાષ્ટ્રના બે વર્ગો વચ્ચે યુદ્ધ થયુ, જ્યારે અમેરિકન રાજ્યક્રાન્તિમાં વસાહતોના વેપારીઓ અને કારખાનદારો તથા બ્રિટનના વેપારીઓ અને કારખાનદારો એ બે વચ્ચે વિગ્રહ થયો હતો. તેથી અમેરિકન રાજ્યક્રાન્તિને રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતનુ નામ મળ્યુ છે. આ રાષ્ટ્રીય સ્વતત્રતાની લડત લોકશાહીને નામે જ થઈ અને તે સફળ થવાથી ત્યા એક લોકશાહી રાજ્ય નિર્માણ થયુ. પણ વર્ગયુદ્ધને પરિણામે ત્યા એ લોકશાહી અસ્તિત્વમા આવી એમ કહી શકાય તેમ નથી. તેમ છતા, ઇંગ્લન્ડની રાજ્યક્રાન્તિ વખતે થયુ હતું તેમ, અમેરિકન રાજ્યક્રાન્તિ વખતે પણ વેપારી અને કારખાનદાર વર્ગને જે જાતની કેવળ રાજકીય ક્રાન્તિ જોઈતી હતી તેનાથી આગળ જઈ ને મજૂર અને ખેડૂત વર્ગની સ્થિતિ સુધારવા માટે વેપારી અને કારખાનદાર વર્ગની સ્વતત્રતા ઉપર મર્યાદાઓ મૂકનારા આર્થિક સમાનતાના કાયદાઓ થવા જોઈએ, એ જાતના વિચારો પણ જન્મ્યા

હતા. અને 'શે'નો બળવો (શેઝ રિવોલ્ટ) એ નામનો એક બળવો પણ એ વર્ગની સામે થયો હતો, જેને તત્કાળ દબાવી દેવામાં આવેલો. તેમ છતાં અમેરિકાનું રાષ્ટ્રીય સ્વતંત્રતાનું યુદ્ધ સમાજના ગરીબ વર્ગો સુધી પહોંચ્યું જ નહિ, એમ કહેવાને હરકત નથી. ત્યાંના ગરીબ ખેડૂતો, મજૂરો કે ગુલામો એ બધાએ યુદ્ધમાં ઝાઝો ભાગ લીધો ન હતો; અને સ્ટૅમ્પ પરના કે ચા પરના જે કરને નિમિત્તે એ સ્વાતંત્ર્યયુદ્ધ થયું તેમાં ખેડૂતોના અને મજૂરોના હિતાહિતનો ઝાઝો સંબંધ પણ ન હતો. કાયદેસર વહેવારોને અંગે આપવો પડતો સ્ટૅમ્પ વેરો વેપારી વર્ગ પર જ ખાસ કરીને પડતો હતો અને ચા પણ તે વખતે કેવળ શ્રીમંતોની જ શોખની વસ્તુ ગણાતી હતી. આ લડત વાસ્તવિકપણે બ્રિટન અને અમેરિકા એ બે દેશોમાંના વેપારી કારખાનદારો વચ્ચેની હતી અને વસાહતોમાંના ગરીબ વર્ગો પાસે કોણ વેઠ કરાવે અને તેમને કોણ શોષે એટલો જ પ્રશ્ન તેના મૂળમાં હતો, એમ કહેનારા પણ કેટલાક લોકો છે. બ્રિટનના જેવો ઠકરાતી વર્ગ અમેરિકામાં ન હતો અને અમેરિકાની ગરીબ જનતાના હિતને રાજાનો કે ઠકરાતી વર્ગનો વિરોધ ન હતો, પણ તે વિરોધ વેપારી અને કારખાનદાર વર્ગનો જ હતો. પણ તે વખતે આ હિતવિરોધ બહુ સ્પષ્ટ થયો ન હતો અને રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભાવનાને લીધે તે નજર બહાર રહ્યો હતો. તેમ છતાં બ્રિટનની જેમ જ અમેરિકાની ક્રાન્તિની આગેવાની વેપારી ને કારખાનદાર વર્ગો પાસે જ હોવાથી ત્યાંની લોકશાહીને ધનિકશાહીનું સ્વરૂપ આમ થાય એવી જાતની માન્યતા

એના આધાર પર જ તેનો પાયો નાખવામાં આવ્યો. આજે અમેરિકન લોકશાહી પૂર્ણપણે ત્યાંની ધનિકશાહીના કબજામાં ગયેલી છે અને ત્યાં આર્થિક અથવા સામાજિક સમતા બિલકુલ જોવામાં આવતી નથી. તેમ છતાં ઈ. સ. ૧૭૭૬માં અમેરિકન ક્રાન્તિકારકોએ જે સ્વાતંત્ર્યનું જાહેરનામુ કાઢ્યું, તેમાં નીચેના સિદ્ધાન્તો જાહેર કરવામાં આવ્યા હતા:

### ૧૯. સ્વતંત્રતાનું જાહેરનામું

"જ્યારે ઐતિહાસિક ફેરફારોના ક્રમને અનુસરીને એક દેશના લોકો બીજા દેશના લોકો સાથેનો પોતાનો રાજકીય સંબંધ તોડીને, કુદરતના અને પરમેશ્વરના કાયદા મુજબ મળતો, દુનિયાનાં બીજાં રાજ્યોની બરાબરીનો સ્વતંત્ર રાષ્ટ્રનો દરજ્જો મેળવવા ઇચ્છે છે, ત્યારે શા કારણે તેમને તેમ કરવાની જરૂર પડે છે, તે દુનિયા આગળ જાહેર કરવું એ દુનિયાના લોકમતને યોગ્ય માન આપવાની દૃષ્ટિથી આવશ્યક હોય છે. આ તત્ત્વો સ્વયંસિદ્ધ છે એવો અમારો મત છે. બધા માનવીઓ જન્મથી સમાન નિર્માણ થયેલા છે. પરમેશ્વરે તે બધાંને કેટલાક અવિનાશી હકો આપેલા છે. એ હકોમાં જીવિત, સ્વતંત્રતા અને સુખ મેળવવાનો પ્રયત્ન એ ત્રણ પ્રમુખ છે. આ હકો સલામત રહે તે માટે જ સરકારો સ્થાપવામાં આવે છે. અને લોકોની સંમતિમાંથી તેમની ન્યાય્ય સત્તા ઉત્પન્ન થાય છે. કોઈ પણ રાજ્યપદ્ધતિ જ્યારે આ ધ્યેયોને હાનિકર્તા થવા લાગે છે, ત્યારે તે રાજ્યપદ્ધતિ બદલવાનો અથવા તેનો નાશ કરવાનો, તેમ જ પોતાના

સુખને તથા સલામતીને વધારેમાં વધારે પોષક થાય એવા સિદ્ધાન્તોના પાયા પર પોતાના મત અનુસાર નવું રાજ્ય સ્થાપન કરવાનો હક લાના લોકોને હોય છે."

## ૨૦. સ્વતંત્રતા પૂર્વેની અંધાધૂંધી

ઈ.સ. ૧૭૭૬મા અમેરિકાની સ્વતંત્રતાનું આ જાહેરનામું પ્રસિદ્ધ થયું. તે વખતથી ૧૭૮૯ સુધી, એટલે કે તેર વરસ સુધી આ સ્વતંત્રતાનું યુદ્ધ અને અમેરિકન રાષ્ટ્રના નિર્માણનું કાર્ય ચાલુ રહ્યું. ઈ. સ. ૧૭૮૯મા નવા રાજ્યતંત્રની સ્થાપનાનું આ કાર્ય પૂરું થયું અને 'અમેરિકન સંસ્થાનોનું સંયુક્ત રાજ્ય' એ નામનું એક નવું લોકશાહી રાષ્ટ્ર નિર્માણ થયું અને જ્યોર્જ વોશિંગટન તેનો પહેલો લોકનિયુક્ત પ્રમુખ થયો. પણ તે પહેલા ઈ.સ.૧૭૮૧ના ઓકટોબરની ૧૯મીએ વોશિંગટને લોર્ડ કોર્નવોલિસનો પરાભવ કર્યો હતો અને તરત જ બ્રિટિશ લોકોએ અમેરિકાની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો હતો. તે પછી સાત વરસ સુધી જુદી જુદી વસાહતોમા નવા રાજ્યની સ્થાપનાની બાબતમા તકરારો ચાલુ રહી હતી, અને છેવટનાં એકબે વરસ દરમ્યાન તો સર્વત્ર પૂર્ણ અંધાધૂંધી અને અરાજક અવસ્થા જ ફેલાઈ ગઈ હતી. પણ આખરે સંયુક્ત રાજ્યની સ્થાપના થઈ અને સંપૂર્ણ લોકશાહીવાળુ એકમાત્ર આદર્શ રાજ્ય નિર્માણ થયુ એમ દુનિયા કહેવા લાગી. આજે એ લોકશાહીને જ દુનિયાની અતિ પ્રબળ અને સંપન્ન ધનિકશાહી રાજ્યનું સ્વરૂપ મળેલું છે અને તે રાજ્યમા વસતા મજૂરો ✱

સીદી લોકોને પોતાની સ્વતંત્રતા અને સુખ, બલ્કે જીવિત પણ પૂર્ણપણે સલામત હોવા વિષે ખાતરી લાગતી નથી. તે જ પ્રમાણે આ હકોની દૃષ્ટિથી માણસમાત્રનો દરજ્જો સમાન છે એવો પણ અનુભવ તેમને થતો નથી.

## ૨૧. ફ્રેંચ રાજ્યક્રાન્તિ અને વર્ગયુદ્ધ

અમેરિકાની બ્રિટિશ વસાહતોએ જ્યારે સ્વતંત્રતા માટે યુદ્ધ કર્યું તે વખતે યુરોપમાંથી અને ખાસ કરીને ફ્રાન્સમાંથી અનેક તત્ત્વનિષ્ઠ સ્વયંસેવકો આ યુદ્ધમાં લોકશાહી માટે લડવાને ગયા હતા એને પરિણામે લોકશાહી માટે ફ્રાન્સમાં એક પ્રચંડ ક્રાન્તિ થઈ. અને તે થાય એ તદ્દન સ્વાભાવિક જ હતું અઢારમા સૈકાની આખરે ઈ. સ. ૧૭૮૯માં ફ્રાન્સમાં આ ક્રાન્તિનો ભડકો ઊઠ્યો અને તેમાં ફ્રાન્સનો રાજા સોળમો લૂઈ, તેની રાણી, સાનો ઠકરાતી વર્ગ, તેમ જ તેને પરંપરાથી પ્રાપ્ત થયેલા ખાસ હકો અને છૂટો, એ બધાનો નાશ થયો આ ક્રાન્તિનો બધો ઝોક અનિયંત્રિત રાજાશાહી અને ઠકરાતી વર્ગ એ એની સામે હતો. ઠકરાતી વર્ગ અને વેપારી કારખાનદાર વર્ગ એ બે વર્ગો વચ્ચેનો આ વિગ્રહ છે અને વેપારી કારખાનદાર વર્ગ આમજનતાનો પ્રતિનિધિ છે એવી ભાવના તે વખતે ઘણા મોટા પ્રમાણમાં આખા યુરોપમાં ફેલાઈ હતી, અને યુરોપના અનિયંત્રિત રાજાઓ અને ઠકરાતી વર્ગ એ ક્રાન્તિને દબાવી દેવા માટે એક થયા. અંદરની વર્ગકલહની ક્રાન્તિએ આવી રીતે થોડા જ વખતમાં યુરોપીય મહાયુદ્ધનું સ્વરૂપ પકડ્યું અને તેમાંથી

જ આખરે ફ્રાન્સમાં નેપોલિયનની લશ્કરશાહી નિર્માણ થઈ. નેપોલિયને લોકશાહીને નામે ઘણાંખરાં યુરોપનાં રાજ્યોને તોડી પાડ્યાં અને આખા યુરોપ પર ફ્રાન્સનું આધિપત્ય સ્થાપિત કર્યું. પણ બ્રિટિશરોએ નેપોલિયનની સામે લડનારી બધી સત્તાઓ ને શક્તિઓને એક કરીને તેનો તેમ જ તેના એ અલ્પજીવી ફ્રેંચ સામ્રાજ્યનો ઈ. સ. ૧૮૧૫માં અંત આણ્યો. તે પહેલાં પચીસ વરસ દરમ્યાન લોકશાહી ધ્યેયના ક્રાન્તિકારક વિચારો આખા યુરોપ ખંડમાં ભારે પ્રચંડ ફેરફારો કરી રહ્યા હતા; અને તેમણે યુરોપની ઠકરાતશાહી અને અનિયંત્રિત રાજાશાહી એ બેને એવો ધક્કો લગાવ્યો કે તેથી જોકે તે જ વખતે એ સંસ્થાઓ નાશ પામી નહિ તોપણ તે પછી પચાસ વરસની અંદર યુરોપનાં ઘણાંખરાં રાજ્યોમાં લોકશાહી સંસ્થાઓનો ઉદય થયો અને લોકશાહીના આદર્શને ૧૮૭૦ પછી આખા યુરોપમાં જ નહિ પણ દુનિયાભરમાં માન્યતા મળવા લાગી. તેને આવી માન્યતા મળે એટલા માટે યુરોપનાં ઘણાખરા રાજ્યોના વેપારી કારખાનદાર વર્ગને રાજ્યક્રાન્તિઓના પ્રયોગ કરવા પડયા. તેમ છતાં ફ્રાન્સની ૧૭૮૯ની ક્રાન્તિ જેવી મહાન ક્રાન્તિ ઓગણીસમા સૈકામાં બીજા કોઈ પણ દેશમાં થઈ નહિ.

### ૧૨. સમાજવાદી ક્રાન્તિ અને ખરીખોટી લોકશાહી

ઈ. સ. ૧૯૧૭માં રશિયામાં જે સમાજવાદી ક્રાન્તિ થઈ તેણે માત્ર ફ્રાન્સમાં અઢારમા સૈકામાં થયેલી ક્રાન્તિને પાછળ નાખી દીધી, અને આખી દુનિયામાં તેણે એવી

વિચારક્રાન્તિ કરી કે સમાજવાદી ક્રાન્તિ થઈને મૂડી વાદનો નાશ થયા વિના અને માલિક-મજૂર વર્ગભેદનો નાશ થઈને એકવર્ગીય સમાજ નિર્માણ થયા વિના સાચી લોકશાહી પેદા થઈ શકે નહિ આને પરિણામે ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને અમેરિકાની લોકશાહી સાચી લોકશાહી નથી, પણ તેમની સંસ્કૃતિ મૂડીવાદી અને સામ્રાજ્યવાદી છે અને આર્થિક તથા રાજકીય પરાધનભી જીવન એ તેનો આધાર છે, એમ ઘણાખરા વિચારકોને સમજાયુ છે અને આજે લોકશાહીના મૂડીવાદી લોકશાહી અને સમાજવાદી લોકશાહી એવા બે સ્વરૂપો છે અને તે પૈકી પહેલી લોકશાહી ખોટી અને બીજી ખરી લોકશાહી છે એવા વિચારો કેવળ વિચાર અને આદર્શની દૃષ્ટિથી ઇંગ્લડ, ફ્રાન્સ અને અમેરિકાના રાજ્યશાસ્ત્રજ્ઞોમા અને બહુજન સમાજમા ઘણા વ્યાપકપણે ફેલાયા છે

## ૨૩ લોકશાહી પરની બે આફતો

ઈ સ ૧૯૧૭મા રશિયામા ક્રાન્તિ થઈ ત્યારથી બીજું વિશ્વયુદ્ધ શરૂ થયુ ત્યા સુધીના વીસબાવીસ વરસના ગાળામા સમાજવાદી ક્રાન્તિ કરવાના અથવા સમાજ વાદી લોકશાહી સ્થાપનાના અનેક નાના મોટા પ્રયત્નો યુરોપમા થયા, પણ કોઈ ઠેકાણે તે સફળ થયા નહિ એવો જ એક મોટો પ્રયોગ સ્પેન દેશમા થયો ખરો, પણ યુરોપના મૂડીવાદના બધા પુરસ્કર્તાઓએ મળીને તેને દબાવી દીધો એથી ઊલટુ યુરોપમા લોકશાહીના ધ્યેયનો છડેચોક ત્યાગ કરીને મૂડીવાદનુ રક્ષણ કરવાના

હેતુથી ફાશીવાદી અથવા નાઝી પક્ષોની અનિયંત્રિત સત્તા નિર્માણ થઈ છે અને તેણે સર્વત્ર લશ્કરશાહી વાતાવરણ જમાવ્યું છે. ઇંગ્લંડ અને ફ્રાન્સની લોકશાહી સાચી લોકશાહી નથી, પણ તે ત્યાંના મૂડીદાર વર્ગની સામ્રાજ્યશાહી છે; અને એવી સામ્રાજ્યશાહી સ્થાપવાનો હક આપણા રાષ્ટ્રોને પણ છે એમ નાઝી અને ફાશી પક્ષો પોતપોતાના દેશની જનતાને કહે છે. અને એ સામ્રાજ્યને લોભે ત્યાંની જનતા પણ એ પક્ષોની અનિયંત્રિત સત્તા સ્વીકારીને લોકશાહીનો ત્યાગ કરી રહી છે. આમ ઈ. સ. ૧૭૮૯માં ફ્રેંચ રાજ્યક્રાન્તિને રૂપે પ્રગટ થઈને આખા યુરોપના રાજકારણ પર સો સવાસો વરસ સુધી પ્રભાવ પાડનારો અને આખી દુનિયામાં સ્વીકારાયેલો લોકશાહીનો આદર્શ આજે યુરોપમાં લોપ થવા લાગ્યો છે.

**૨૪. ફ્રેંચ ક્રાન્તિના સમયના સમાજવાદી ક્રાન્તિકારીઓ**

યુરોપીય લોકશાહીને આખરે ધનિકશાહીનું સ્વરૂપ મળશે એ ઓળખીને તેને સમાજવાદી લોકશાહીનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરનારા ક્રાન્તિકારીઓ ઈ. સ. ૧૭૮૯માં ફ્રેંચ રાજ્યક્રાન્તિ વખતે આગળ આવ્યા હતા. તેમનો નેતા બેબ્યુ હતો અને તેણે જેકોબિન આગેવાન રૉબિસ્પિયરના શિરચ્છેદ પછી (ઈ. સ. ૧૭૯૪) સમાજવાદી ક્રાન્તિ કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેનો એ પ્રયત્ન સફળ થયો નહિ. તે પછી ઓગણીસમા સૈકાની અધવચમાં કાર્લ માર્ક્સ અને એંજલ્સ એ બેએ સમાજસત્તાક ક્રાન્તિનું એક શાસ્ત્ર તૈયાર કર્યું અને રશિયામાં લેનિન વગેરે સામ્યવાદીઓએ તેને

પૂર્ણતાએ પહોંચાડીને ઈ. સ. ૧૯૧૭માં બોલ્શેવિક ક્રાન્તિ કરી. આ સમાજવાદી અથવા મજૂરશાહી ક્રાન્તિનાં મૂળિયાં ફ્રેંચ રાજ્યક્રાન્તિના વખતના બેબૂફના બળવા સુધી જતાં દેખાય છે.

### ૨૫. જૂના બદમાશોને ઠેકાણે નવા બદમાશો

વેપારી કારખાનદાર વર્ગના માલકી-હકો અથવા મિલકત-હકો ત્રિકાલાબાધિત અથવા કુદરતના બક્ષેલા છે અને તેમના સંરક્ષણને માટે જ રાજ્યસંસ્થાની હસ્તી છે, એવા વિચારોના આધાર પર ફ્રેંચ લોકશાહી ક્રાન્તિનું મંડાણ થયેલું હતું. ખાનગી માલમિલકત લોકશાહીનો પાયો બની અને જેમની પાસે પોતાની માલકીની જમીન કે માલ-મિલકત ન હોય, તેમને કેવળ પોતાની મજૂરી (શ્રમશક્તિ), બજારની બીજી જડ વસ્તુઓની માફક, હરીફાઈને ધોરણે ધનિકોને વેચીને તેમના ગુલામ બનવાનું કરાર-સ્વાતંત્ર્ય મળ્યું. જમીનદાર ઠકરાતદારવર્ગ નાશ પામ્યો અને લોકશાહીને નામે દેશમાં વેપારી કારખાનદાર વર્ગનું રાજ્ય શરૂ થયું. આ ફેરફારના સંબંધમાં કોર્ટ આગળ આપેલી પોતાની જુબાનીમાં બેબૂફ કહે છે, "રાજ્યક્રાન્તિનાં કષ્ટદાયક પરિણામ જોઈને મને અને મારા સાથીઓને દુઃખ થાય છે . . . આ ક્રાન્તિને પરિણામે ફેરફાર એટલો જ થયો છે કે, જૂના બદમાશોનું રાજ્ય નાબૂદ થઈને તેને ઠેકાણે નવા બદમાશોનું રાજ્ય શરૂ થયુ છે."* બધાંને સુખ મળે

* 'ધ સોશિયાલિસ્ટ ટ્રેડીશન ઇન ધ ફ્રેંચ રેવોલ્યૂશન' — લાસ્કી, પૃ ૨૫

એ સમાજનું ધ્યેય છે. સમતાના રાજ્ય વિના એ શક્ય નથી; અને કુદરતના કાયદાઓનો પણ એ જ અર્થ છે. સમાજમાં પેદા થતી બધી સંપત્તિ પર તેની બધી વ્યક્તિઓનો કાયમનો હક છે. ખાનગી મિલકત અને તવંગર-ગરીબના ભેદભાવને સ્વીકારવો એ સમાજવ્યવસ્થાના ગર્ભમાં જ ચોરીને માન્યતા આપવા જેવું છે. વંશપરંપરાગત સંપત્તિ એ અન્યાય છે, તેમ જ બુદ્ધિમાનોને શ્રેષ્ઠ ગણવામાં પણ જોખમ છે. બધા કામોનું મૂલ્ય સરખું જ છે અને બધી જાતનાં કામની આવડતનો સરખો જ બદલો મળવો જોઈએ. આ ધ્યેય સાધ્ય કરવાને માટે સમાજની સહિયારી માલિકી એ જ એક સાધન છે. જમીનો અને કારખાનાં સમાજની માલિકીનાં બનાવવાં જોઈએ અને બધાને કામ કરવાની ફરજ પાડવી જોઈએ. કેળવણી પણ બધાને સમાનપણે આપવી જોઈએ. આ ધ્યેયો પ્રાપ્ત કરવા માટે ગરીબ મજૂર વર્ગની મદદથી કેટલાક વખત સુધી સમાજવાદી પક્ષે પોતાની અનિયંત્રિત સત્તા દેશમાં સ્થાપન કરવી જોઈએ, અને ધનિકશાહી નિર્માણ કરનારાઓને સમાજના શત્રુ ગણીને કચડી નાખવા જોઈએ. આ ક્રાન્તિકાળ દરમ્યાન સમાજમાં લોકશાહી તંત્ર નહિ હોય, પણ તે ક્રાન્તિ પછી એકવર્ગીય સમાજ સ્થાપન થશે અને સાચી લોકશાહી નિર્માણ થશે. ક્રાન્તિકારી બેબુફના આવી જાતના વિચાર હતા. આ જ વિચારોનો વિકાસ સામ્યવાદીઓએ કર્યો છે અને તે પક્ષના ક્રાન્તિકારીઓ આજે દુનિયાના બધા દેશોમાં ફેલાયેલા છે. રશિયા સિવાય બીજા કોઈ પણ દેશમાં તેમને હજી સફળતા મળી ન હોય

તો પણ મૂડીવાદી લોકશાહી એ સાચી લોકશાહી નથી એ તેમનો મત બધા વિચારવાન લોકોને આજે માન્ય થયો છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પણ સમાજવાદની અને આર્થિક સમતાની સ્થાપના કરવાને માટે માત્ર અનિયંત્રિત મજૂરશાહી સ્થાપવાનો તેમનો માર્ગ સર્વમાન્ય થયો નથી.

## ૨૧. સામ્રાજ્યશાહીના આધારથી ચાલતી લોકશાહી

આધુનિક યુરોપની લોકશાહી જેમ મૂડીવાદી ઔદ્યોગિક સમાજવ્યવસ્થાને કારણે છિન્નભિન્ન થઈને ખોટી બની છે, તે જ પ્રમાણે તે સામ્રાજ્યશાહીને લીધે પણ વિપરીત થઈ છે. બ્રિટિશ અને ફ્રેંચ લોકશાહી રાષ્ટ્રોના સામ્રાજ્યો જેમ બીજા ખંડોમાં પ્રસરેલા છે તે જ પ્રમાણે અમેરિકાએ પણ ક્યુબા, ફિલિપાઈન, હૅટી, હવાઈ ટાપુઓ વગેરે પર પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું છે, તેમ જ મધ્ય અને દક્ષિણ અમેરિકાના રાજ્યો ઉપર પોતાનું આર્થિક અને રાજકીય વર્ચસ્વ સ્થાપન કર્યું છે. પોતાના કારખાનામાં બનાવેલો તૈયાર માલ ખપાવવા માટે અનામત અને અલગ બજારો મળે, પોતાના કારખાના માટે જોઈતો જરૂરી કાચો માલ સસ્તે ભાવે મળે, પોતાના દેશની વધારાની મૂડી ધીરી શકાય એવા દેવાદાર દેશો મળે, પોતાને ત્યાં વધતી જતી વસ્તીને વસાહતો કરવા માટે પ્રદેશો મળે, અને ત્યાંના રાજ્યકારભારમાં વરિષ્ઠ નોકરીઓ પોતાના પ્રજાજનોને મળી શકે, એવા અનેક હેતુઓથી આ મૂડીવાદી લોકશાહી રાજ્યો પોતાના સામ્રાજ્યોનો વિસ્તાર કરે છે. દેશનું રાજ્યતંત્ર જે મૂડીદાર વર્ગના હાથમાં હોય

છે તેને તો આ આર્થિક સામ્રાજ્યશાહીથી લાભ થાય છે જ; પણ એ મૂડીદાર વર્ગની વેઠ કરનારા મજૂર વર્ગને પણ પોતાના રાષ્ટ્રના એ સામ્રાજ્યને લીધે પોતાનું આર્થિક હિત થાય છે એમ લાગે છે. આ સામ્રાજ્યોની હસ્તીને લીધે પોતાના દેશમાં બહારથી વધુ સંપત્તિનો જે પ્રવાહ વહેતો આવે છે, તેને લીધે જ પોતાની રહેણીનું ધોરણ બીજા દેશોની આમ-જનતાની રહેણીના કરતાં વધારે ઊંચું રહી શકે છે, એમ ઇંગ્લન્ડ, ફ્રાન્સ ને અમેરિકાના મજૂરોને પણ લાગે છે. આને પરિણામે એ રાષ્ટ્રોમાં સામ્રાજ્યની આકાંક્ષા સમાજના તદ્દન નીચલા થર સુધી જઈ પહોંચેલી દેખાય છે.

## ૨૭. ભ્રષ્ટ લોકશાહી

આ સામ્રાજ્યવાદ અને આ સામ્રાજ્યશાહી લોકશાહીની સાથે તદ્દન વિસંગત છે, તેમ જ સામ્રાજ્યને અધીન દેશોની રાષ્ટ્રીયતાને તથા સ્વતંત્રતાને મારક છે. પણ તેમના આધાર પર જ દુનિયાનાં પ્રમુખ રાષ્ટ્રોનો ઘણોખરો વૈભવ ટકી રહેતો હોવાથી ત્યાંનું લોકશાહી રાજ્યતંત્ર ટકી રહે તે માટે તેમનો અપ્રત્યક્ષપણે ઉપયોગ થયો છે, એમ પણ કેટલાક લોકોનું કહેવું છે. દાખલા તરીકે, ઇંગ્લન્ડમાં ઔદ્યોગિક ક્રાન્તિ પછી મૂડીદાર અને મજૂર એવા બે વર્ગો નિર્માણ થયા અને તેમની વચ્ચે વર્ગકલહ શરૂ થયો. એ વર્ગકલહ જો એવો . એવો જ વધતો ગયો હોત તો એ કલહમાંથી કોઈ પણ ાક વર્ગની અનિયંત્રિત સત્તા દેશમાં સ્થાપન થઈ હોત. પણ બ્રિટિશ સામ્રાજ્યમાંથી મળતી લૂંટનો થોડોક ભાગ બ્રિટિશ

મૂડીવાદે ત્યાંના મજૂરવર્ગને આપીને તેને સંતોષ્યો અને એવી રીતે તેને ક્રાન્તિ-પરાઙ્મુખ બનાવવાનું કાર્ય કર્યું. આની રીતે બ્રિટિશ સામ્રાજ્યશાહી બ્રિટનમાંનો વર્ગવિગ્રહ હળવો કરીને લોકશાહી રાજ્યયંત્ર ટકાવવામાં ઉપયોગી થઈ છે, એમ કોઈ કહી શકે ખરો; પણ એ સાચું નથી. સામ્રાજ્યશાહીને કારણે વર્ગયુદ્ધ થોડો વખત અટકી ગયુ છે અને લોકશાહી રાજ્યયંત્ર ભાંગી પડયું નથી એવુ ઉપર-ઉપરથી દેખાય, તોપણ તેને લીધે સાચી લોકશાહી વિપરીત બની, તેમ જ લોકશાહી રાજ્યયંત્ર મૂડીવાદના હાથમાં ગયુ, એ વાત ભુલાવી જોઈએ નહિ. તે જ પ્રમાણે બીજાં રાષ્ટ્રોને ગુલામગીરીમાં રાખીને તેમને લૂટીને પોતાના રાષ્ટ્રનો વૈભવ ટકાવી રાખવાનો એ રાક્ષસી માર્ગ લાંબો વખત ટકે એવો નથી. પોતાના દેશનાં વૈભવ, સંસ્કૃતિ, એટલું જ નહિ પણ જીવનનો આધાર બીજા દેશોની ગુલામગીરી પર રાખનારા યુરોપીય લોકશાહી રાષ્ટ્રો પર આજે મહાન આપત્તિ આવી પડી છે અને આ આપત્તિમાથી તેમનાં સામ્રાજ્યો ટકી જાય એ અશક્ય લાગે છે. તેમ જ આ સામ્રાજ્યોને અભાવે તેમનું પોતાનું જીવન નભવુ પણ મુશ્કેલ બન્યુ છે. એના કરતાં તો એ દેશોમાં વર્ગકલહ જામ્યો હોત અને આ પહેલાં જ ત્યાંનો મૂડીવાદ નષ્ટ થયો હોત તો કદાચ ત્યાં સમાજવાદી લોકશાહી નિર્માણ થઈ હોત અને એ જ બહેતર થાત, એમ તાત્ત્વિક દૃષ્ટિથી કહેવું પડે છે. મતલબ કે, બ્રિટિશ તથા ફ્રેંચ રાષ્ટ્રોએ સામ્રાજ્યશાહીનો આધાર લીધો તેથી ત્યાંની લોકશાહી ટકી રહી, એમ કહેવા કરતાં

તે લોકશાહી સામ્રાજ્યશાહીને લીધે ભ્રષ્ટ થઈ અને મૂડીવાદના પંજામાં સપડાઈ ગઈ અને હવે સાવ નામશેષ થવાને પંથે લાગી છે, એમ કહેવું જ વધારે સયુક્તિક અને તર્કશુદ્ધ છે. એટલું સાચું કે, મૂડીવાદ અને લોકશાહી રાજ્યતંત્ર એ બે પરસ્પરવિરોધી સંસ્થાઓ સામ્રાજ્યશાહીને લીધે જ કેટલાક વખત સુધી એકત્ર રહી શકી છે.

## ૨૮. લશ્કરશાહીનો ઉદય અને લોકશાહીનો અસ્ત

બીજી એક દૃષ્ટિથી આ આર્થિક સામ્રાજ્યશાહી લોકશાહીના વિકાસને ઘાતક નીવડી છે. બ્રિટિશ અને ફ્રેંચ રાષ્ટ્રોએ સામ્રાજ્યવિસ્તાર કર્યો તેથી બીજા પ્રબળ અને સ્વતંત્ર રાષ્ટ્રોને સામ્રાજ્યવિસ્તારની ઘેલછા લાગી છે, અને યુરોપના જુદા જુદા સામ્રાજ્યવાદી રાષ્ટ્રો વચ્ચે સામ્રાજ્ય વિસ્તારની સ્પર્ધા જાગવાથી દુનિયા પર મહાયુદ્ધોની આફતો ઊતરવા લાગી છે. રાષ્ટ્રોની ઘણીખરી શક્તિ અને સંપત્તિ યુદ્ધમાં અથવા યુદ્ધની તૈયારી કરવામાં વપરાતી હોવાથી જનતાને સુખ અને સ્વતંત્રતાનો લાભ મળતો નથી. આવા લશ્કરશાહી વાતાવરણમાં રાષ્ટ્રીય સ્વતંત્રતા અને લોકશાહીના આદર્શો સુરક્ષિત રહી શકતા નથી. યુદ્ધો અને તે માટેની તૈયારીઓ, શસ્ત્રસજ્જ અને સંહારસાધનો, આક્રમણ અને રાજ્યવિસ્તાર એ બધી વસ્તુઓ શાંતિ, બુદ્ધિનિષ્ઠા, સહકાર સહાનુભૂતિ, મતસ્વાતંત્ર્ય વગેરે વસ્તુઓને મારક બને છે, અને પરરાષ્ટ્રીય રાજકારણમાં રહેતાં આ જંગલી તત્ત્વો રાષ્ટ્રોના અંતર્ગત વહેવારમાં જણાયા વિના રહેતા નથી. આપણું રાષ્ટ્ર

કોઈ પણ પુરુષાર્થ કેવળ શસ્ત્રબળ દ્વારા સિદ્ધ કરી શકશે એવી વૃત્તિ લોકશાહી રાષ્ટ્રમાં વધવા લાગે છે ત્યારે ત્યાંની લોકશાહી નામશેષ કે નામની જ થઈ જાય છે. ઇટલી અને જર્મની એ બે રાષ્ટ્રોમાં તે નામશેષ થઈ છે, જ્યારે ઈંગ્લન્ડ અને ફ્રાન્સમાં તે નામની જ બની ગઈ છે. બ્રિટિશ અને ફ્રેંચ રાષ્ટ્રો જો સામ્રાજ્યશાહીનો ત્યાગ ન કરે તો તેમની નામની લોકશાહી પણ હવે ઝાઝો વખત ટકવાની નથી.

### ૧૪. લોકશાહી આદર્શના પ્રસારનો કાળ

ઓગણીસમા સૈકાના પાછલા ભાગમા દુનિયાના બધા પ્રદેશો બ્રિટિશ, ફ્રેંચ વગેરે યુરોપીય રાજ્યોના સામ્રાજ્યની કક્ષામાં આવ્યા અને તેમની શીખથી અથવા અનુકરણથી બીજા ખંડોના લોકોએ પણ લોકશાહીના આદર્શનો સ્વીકાર કર્યો. કેટલાક વખત સુધી બ્રિટિશ મુત્સદ્દીઓ દુનિયાને એમ પણ કહેતા હતા કે, દુનિયાના પછાત દેશોને લોકશાહી સંસ્કૃતિની દીક્ષા અને કેળવણી આપવા માટે જ અમે અમારાં સામ્રાજ્યોનો વિસ્તાર કરીએ છીએ અને સામ્રાજ્યો-માંના આધીન રાષ્ટ્રો લાયક થશે એટલે અમે તેમના ઉપરની અમારી સત્તા છોડી દઈશું. તેમણે આપેલી આ ખાતરીના આધાર પર જ હિન્દી રાષ્ટ્રીય ભાવનાનો ઉદ્ભવ થયો અને તેને લોકશાહી સ્વરૂપ મળ્યું. જાપાને ઉમરાવશાહીનો નાશ કરીને લોકશાહીનો સ્વીકાર કર્યો, ચીનમાં લોકશાહી ક્રાન્તિ થઈ અને તુર્કસ્તાનમાં પણ લોકશાહી સ્થાપન કરવાના પ્રયત્ન શરૂ થયા. એવામાં ઈ. સ. ૧૯૧૪માં યુરોપમાં

એંગ્લો-જર્મન મહાયુદ્ધ ફાટી નીકળ્યું અને બ્રિટિશ અને ફ્રેંચ રાષ્ટ્રોને વિજય મળે તો લોકશાહી અને રાષ્ટ્રીય સ્વયંનિર્ણય ના આધાર પર દુનિયાની શાંતિ અને સંસ્કૃતિની સ્થાપના કરવામાં આવશે એવી આશા લોકો સેવવા લાગ્યા.

### ૩૦. રાષ્ટ્રસંઘ અને લોકશાહીનો આભાસ

લોકશાહી, રાષ્ટ્રીય સ્વતંત્રતા અને દુનિયાની શાંતિ એ આદર્શોનો પોકાર કરનાર બ્રિટિશરોને અને ફ્રેંચોને મહા યુદ્ધમાં વિજય મળ્યો. જર્મની, ઑસ્ટ્રિયા અને તુર્કસ્તાનનાં સામ્રાજ્યોનો અંત આવ્યો અને યુરોપમાં એ સામ્રાજ્યોને ઠેકાણે અનેક નાનાં નાનાં લોકશાહી રાષ્ટ્રો નિર્માણ થયાં અને તેમના સંરક્ષણની બાંયધરી આપનારી રાષ્ટ્રસંઘ નામથી આન્તરરાષ્ટ્રીય સંસ્થા પણ અસ્તિત્વમાં આવી. પણ બ્રિટિશ અને ફ્રેંચોનાં સામ્રાજ્યો કાયમ રહ્યાં એટલું જ નહિ, પણ તેમનો વિસ્તાર થયો. જર્મની અને તુર્કસ્તાનનાં સામ્રાજ્યો બ્રિટિશરોએ અને ફ્રેંચોએ વહેંચી લીધાં અને એ પ્રદેશોને રાષ્ટ્રસંઘે બ્રિટિશરોને અને ફ્રેંચોને આપેલા 'મેન્ડેટ' વાળા એટલે રક્ષિત પ્રદેશો એવું નામ આપવામાં આવ્યું. આ દેશોને સુધારીને તેમને સ્વતંત્ર બનાવવાની અથવા ત્યાંના લોકોના હિતનું સંરક્ષણ કરવાની જવાબદારી બ્રિટિશ અને ફ્રેંચ રાષ્ટ્રોને સોંપવામાં આવી. આ જવાબદારી તેમણે પાર પાડી છે એમ તે તે દેશોના લોકોને લાગતું નથી; અને જે દેશોને સ્વતંત્રતાની કેળવણી આપવાનું એ રાષ્ટ્રોએ માથે લીધું હતું તેમાંના એકને તેમણે હજી સ્વતંત્રતા આપી નથી.

સીરિયા, પેલેસ્ટાઈન, ઈરાક એ આના સચોટ દાખલાઓ છે. ગયા મહાયુદ્ધ વખતે હિન્દુસ્તાનને સ્વરાજ આપવાનું વચન બ્રિટિશરોએ આપ્યુ હતુ તે હજી તેમણે પૂરુ કર્યું નથી રાષ્ટ્રસંઘે જાપાન, ઈટલી અને જર્મનીએ નાના રાષ્ટ્રો પર કરેલા આક્રમણને વખતસર અટકાવ્યુ નહિ, તેથી તેણે આપેલી સંરક્ષણની બાંયધરીના આધાર પર નાના નાના લોકશાહી રાજ્યોની જે માળા યુરોપમા નિર્માણ કરવામા આવી હતી તે નષ્ટ થઈ છે આવી રીતે, ગયા મહાયુદ્ધમા વિજય પછી લોકશાહી સંસ્કૃતિનો ફેલાવો અને સ્થાપના દુનિયાભરમા કરવાનુ વિજયી રાષ્ટ્રોએ દુનિયાને જે વચન આપ્યુ હતું, તે આજે પોલું નીવડ્યુ છે, અને એ રાષ્ટ્રો લોકશાહી સંસ્કૃતિનું રક્ષણ કરશે, કરી શકશે કે કરવાની ઇચ્છા રાખશે, એ વાત ઉપર દુનિયાને આજે વિશ્વાસ રહ્યો નથી

### ૩૧ રાષ્ટ્રસંઘની નિષ્ફળતાની મીમાંસા

રાષ્ટ્રસંઘનો પ્રયોગ તેની સ્થાપનાથી વીસ વર્ષના અંદર જ આવી રીતે નિષ્ફળ થયો તેના અનેક કારણો આપી શકાય તેમ છે. તેમાના બેત્રણ મુખ્ય કારણોનો અહી ઉલ્લેખ કરીએ તો બસ થશે દુનિયામા યુદ્ધનો અંત આણીને શાંતિની સ્થાપના કરવાનો રાષ્ટ્રસંઘનો ઉદ્દેશ છે એમ તેની સ્થાપના વખતે જાહેર કરવામા આવ્યુ હતું દુનિયામા શાંતિ ફેલાય તે માટે દુનિયામા ચાલતા અન્યાયોનુ નિવારણ કરવુ જરૂરનુ છે અત્યારની દુનિયામા રાજકીય અન્યાયોના મુખ્ય બે કે ત્રણ પ્રકારો છે.

એક જ રાષ્ટ્રમાં મૂડીદારો અને મજૂરો એવા બે વર્ગો નિર્માણ થવાથી જે અન્યાયો પેદા થાય છે તે પહેલા પ્રકારના અન્યાયો ગણાય. અને એક દેશનું બીજા દેશ પર રાજ્ય થવાને લીધે જે અન્યાયો નીપજે છે તેમનો બીજા પ્રકારમાં સમાવેશ થાય છે. આમાંના પહેલા પ્રકારને મૂડીવાદી અન્યાય અને બીજા પ્રકારને સામ્રાજ્યશાહી અન્યાય એવું નામ આપી શકાય. એ ઉપરાંત જે દેશોમાં મૂડીવાદ અસ્તિત્વમાં આવેલો નથી તેવા પછાત પણ સ્વતંત્ર દેશોમાં અનિયંત્રિત રાજ્યસત્તાને લીધે નીપજનારા અન્યાયોનો એક ત્રીજો પ્રકાર કલ્પી શકાય. અન્યાયોનો આ પ્રકાર હવે ઝાઝા પ્રમાણમાં સ્વતંત્ર રીતે હસ્તી ધરાવતો નથી. કારણ કે, આવા પછાત રાજ્યો હવે કોઈના કોઈ મૂડીવાદી રાજ્યોની સામ્રાજ્યશાહીની કક્ષામાં સપડાયેલાં જ જોવામાં આવે છે. એમ થાય છે ત્યારે તે અન્યાયોની જવાબદારી જે સામ્રાજ્યની કક્ષામાં તે રાજ્યો સપડાયાં હોય તેની ઉપર નાખવી યોગ્ય ગણાય. દાખલા તરીકે, હિન્દુસ્તાનનાં રજવાડા પોતાની અનિયંત્રિત સત્તાનો દુરુપયોગ કરીને પોતાની પ્રજા પર જે અન્યાયો ગુજારે છે તેની જવાબદારી બ્રિટિશ સામ્રાજ્યશાહીને માથે જ નાખવી જોઈએ. આવી રીતે દુનિયામાં થતા અન્યાયના, મૂડીવાદ, સામ્રાજ્યશાહી અને અનિયંત્રિત રાજ્યપદ્ધતિ અથવા નવાબશાહી — એ જે ત્રણ મુખ્ય ઉગમસ્થાનો છે તેમનો નાશ કરવાની કોઈ પણ યોજના રાષ્ટ્રસંઘે ઘડી ન હતી. દુનિયાના અન્યાયોનું નિવારણ કરવાની અથવા લોકશાહી સંસ્કૃતિની સ્થાપના

કરવાની મૂડીવાદી પદ્ધતિ આડે આવે છે તેનું રાષ્ટ્રસંઘના પ્રસ્થાપકોને બિલકુલ ભાન ન હતું. સામ્રાજ્યશાહી નષ્ટ થવી જોઈએ એ વાત એમને સમજાઈ હતી ખરી, પણ તે નષ્ટ કરવાની તેમનામાં તાકાત ન હતી. બ્રિટિશ અને ફ્રેંચ રાષ્ટ્રોને વિજય મળ્યો હતો અને તે રાષ્ટ્રો અથવા તેમનો મૂડીદાર વર્ગ પોતાના સામ્રાજ્યો વધારવા માટે તૈયાર થયો હતો. તેમને આ કાર્યમાંથી પાછા વાળવાની શક્તિ રાષ્ટ્રસંઘ પાસે ન હતી એટલે તેમના સામ્રાજ્યવિસ્તારને મૅન્ડેટનું નામ આપીને માન્યતા આપવામાં આવી, અને તેમના પડોશના સામ્રાજ્યોનો પ્રશ્ન તેમનો ખાનગી કે અંતર્ગત પ્રશ્ન છે અને તેથી રાષ્ટ્રસંઘે તેમાં માથું મારવું નહિ, એમ ઠરાવવામાં આવ્યું. એનો ખુલ્લો અર્થ એવો થયો કે, હારેલા રાષ્ટ્રોના સામ્રાજ્યો તોડી પાડીને વિજયી રાષ્ટ્રો તેમને પચાવી પડ્યા આની સામે બ્રિટિશ મુત્સદ્દીઓનું એમ કહેવું છે કે, અમે અમારા સામ્રાજ્યમાંના લોકોને લોકશાહીની કેળવણી આપીને ધીમે ધીમે સ્વતંત્ર કરવાના છીએ, તેથી અમારી સામ્રાજ્યશાહી બીજી સામ્રાજ્યશાહીઓના કરતાં શ્રેષ્ઠ છે. પણ તેમના સામ્રાજ્યમાં રહેલાં પરતંત્ર રાષ્ટ્રોને તેમ લાગતું નથી. ગયા મહાયુદ્ધ પછી આ બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્યોનો જે વિસ્તાર થયો અને જેને રાષ્ટ્રસંઘે માન્યતા આપી તેમાં જ આ વખતના મહાયુદ્ધના બીજ વવાયા હતા, એ વિષે હવે કોઈને શંકા રહી નથી આવી રીતે દુનિયાના અન્યાયોના કારણોને કાયમ રાખીને શાંતિ સ્થાપવા માટે કરવામાં આવતો આ પ્રયોગ

સફળ નહિ થાય એવું ભવિષ્ય રાષ્ટ્રસંઘની સ્થાપનાની વખતે જ વિચારવાન લોકોએ ભાખ્યું હતું, અને એ ભવિષ્ય આજે સાચું પડ્યું છે. જે મુત્સદ્દીઓએ રાષ્ટ્રસંઘની સ્થાપના કરી તથા તેનું બંધારણ ઘડ્યું, તેમને પણ પોતાનો પ્રયોગ સફળ નહિ થાય એમ દેખાયું જ હશે; પણ તે આટલા ટૂંક સમયમાં નિષ્ફળ થશે, એટલે કે, આટલા થોડા સમયમાં ફરી વિશ્વયુદ્ધ ફાટી નીકળશે એવી અપેક્ષા તો તેમણે નહિ જ રાખી હોય. પોતાનાં સામ્રાજ્યો વધારવાનો આ એક છૂપો પ્રયોગ છે એ બુદ્ધિથી જેમણે તેમાં ભાગ લીધો હતો તેમના હેતુની દૃષ્ટિથી પણ આ પ્રયોગ હજી ઓછામાં ઓછાં બીજાં વીસપચીસ વરસ સુધી તો ચાલુ રહેવો જોઈતો હતો. એટલે અમે ન્યાયપ્રસ્થાપના નહિ કરી હોય તોપણ અમારાં રાષ્ટ્રોનો સ્વાર્થ તો સાધી શકયા છીએ એમ તેઓ માની શકત. પણ એ દૃષ્ટિથી પણ તેમનો પ્રયોગ નિષ્ફળ ગયો છે. આ ઉપરથી એમ જણાય છે કે, ઉઘાડી સ્વાર્થબુદ્ધિથી સ્થાપેલી સામ્રાજ્યશાહીની માફક જ ન્યાયપ્રસ્થાપના અને જગત્કલ્યાણના ઓઠા નીચે સ્થાપેલી સામ્રાજ્યશાહી પણ ટકી શકે એવો સમય હવે રહ્યો નથી.

### ૩૨. રાષ્ટ્રીય ભાવનાની વિકૃતિ

બીજી પણ એક દૃષ્ટિથી આ પ્રશ્નનો વિચાર કરી શકાય. યુરોપનાં જોરાવર રાષ્ટ્રોને નિઃશસ્ત્ર બનાવીને ત્યાં એક સંયુક્ત રાજ્ય સ્થાપન થયા વિના મહાયુદ્ધની આ આફત ટળશે નહિ એમ ઘણા લોકો કહે છે. જેવી રીતે

દારૂની બંદૂકો અને તોપો નીકળ્યા પછી ઠકરાતદારોને નિઃશસ્ત્ર કરવાની જરૂર ઊભી થઈ, તે જ પ્રમાણે આજનાં ભયંકર સંહારસાધનો નીકળવાથી રાષ્ટ્રોને નિ શસ્ત્ર કરીને આખી દુનિયાનું એક રાજ્ય સ્થાપવુ આજે આવશ્યક બન્યું છે; અને તેના પહેલા પગથિયા તરીકે આખા યુરોપનું એક સંયુક્ત રાજ્ય બનાવીને તેમાંનાં ઘટક રાષ્ટ્રોને નિ શસ્ત્ર કરવાની યોજનાની આજે હિમાયત કરવામાં આવે છે. પણ તેમ કરવાને માટે દુનિયાની પ્રગતિ રાષ્ટ્રીય ભાવનાથી આગળ વધવી જોઈએ. સામ્રાજ્યશાહી લોકશાહીના સરક્ષણની આડે આવે છે અને એ સામ્રાજ્યશાહી પોતે રાષ્ટ્રીય ભાવનાની જ વિકૃતિ છે એ વાત માન્ય રાખ્યા વિના આ સવાલનો ઉકેલ આવી શકતો નથી. વ્યક્તિહિત કે વર્ગહિત કરતાં રાષ્ટ્રહિત શ્રેષ્ઠ છે એ જાતની રાષ્ટ્રભાવના લોકશાહીને જેટલી પોષક છે, તેટલી જ પોતાના રાષ્ટ્રના સ્વાર્થ માટે બીજાં રાષ્ટ્રોને લૂંટવાં એ સમર્થનીય છે એ વિકૃત રાષ્ટ્રભાવના લોકશાહીને મારક થઈ રહી છે. યુરોપના રાષ્ટ્રોની વિકૃત રાષ્ટ્રભાવના જ આજે તેમનો તથા તેમની લોકશાહી સંસ્કૃતિનો વિનાશ કરી રહી છે.

### ૩૧. લોકશાહીને નવા પાયા પર મૂકવાની જરૂર

યુરોપનાં રાષ્ટ્રોએ પોતાની લોકશાહીને મૂડીવાદનું અને રાષ્ટ્રીય ભાવનાને સામ્રાજ્યશાહીનું જે અમંગલ સ્વરૂપ આપ્યું છે, તેને લીધે એ મંગળ આદર્શો કેટલાક લોકોને અમંગળ લાગવા માંડ્યા છે. પરંત આ વિચારસરણી યોગ્ય નથી

આ ધ્યેયોને આજે જે અમંગળ અથવા વિકૃત સ્વરૂપ પ્રાપ્ત થયુ છે તેનો નાશ કરીને રાષ્ટ્રીય બંધુભાવનાના પાયા પર રચેલી સાચી લોકશાહી અને આંતરરાષ્ટ્રીય બંધુભાવનાની સાથે અવિરોધી એવી રાષ્ટ્રીય ભાવના નિર્માણ કરવી, એ જ દુનિયાની પ્રગતિનો સાચો રસ્તો છે. આ માર્ગે દુનિયાની પ્રગતિ સાધવી હોય તો શસ્ત્રબળથી શ્રેષ્ઠ અને કેવળ બુદ્ધિબળથી વધુ પ્રભાવી એવુ ન્યાયપ્રસ્થાપનાનું સાધન દુનિયાએ શોધી કાઢવુ જોઈએ. એવુ સાધન આપણે શોધી કાઢ્યું છે એવો વિશ્વાસ જે સત્યાગ્રહીઓને છે તેમને, લોકશાહી સંસ્કૃતિને આપણે જ ટકાવી શકીશુ, એવી શ્રદ્ધા આજે લાગે છે.

## ૩

## અનિયંત્રિત સત્તા વિ૦ લોકશાહી

### ૩૪. અનિયંત્રિત સત્તાના નવા પ્રકારો

અનિયંત્રિત રાજસત્તાના ઘણા પ્રકારો છે. વ્યક્તિસત્તા, સમૂહસત્તા, વર્ગસત્તા અને પક્ષસત્તા એવા અનિયંત્રિત સત્તાના પ્રકારો કલ્પી શકાય. એક જ વ્યક્તિની અનિયંત્રિત સત્તા ભાગ્યે જ જોવામાં આવે છે; અને જ્યાં બહારથી તેવી પરિસ્થિતિ દેખાતી હોય ત્યાં પણ તે વસ્તુત પૂર્ણપણે અનિયંત્રિત હોતી નથી. સામાન્યપણે અનિયંત્રિત વ્યક્તિસત્તા એ સમાજમાના કોઈ એક નાનકડા સમૂહની સત્તા

જ હોય છે; અને એ સમૂહ પણ એકંદર સમાજના, અને ખાસ કરીને તે જે વર્ગનો સમૂહ હોય તે વર્ગના નિયંત્રણમાંથી મુક્ત રહી શકતો નથી. પ્રાચીન કાળમાં કે મધ્યયુગમાં રાજાઓની સત્તા અનિયંત્રિત હતી એમ કહેવામાં આવે છે; પણ એ રાજાઓની સત્તા જુદા જુદા સરદારોમાં વહેંચાયેલી હતી, અને એ સરદારવર્ગના હાથમાં જ સાચી રાજસત્તા રહેતી એમ કહેવામાં વસ્તુસ્થિતિની સાચી રજૂઆત થઈ કહેવાય. જ્યારે કોઈ એક અસામાન્ય પરાક્રમી વ્યક્તિ રાજપદે આવતી ત્યારે કેટલોક સમય અનિયંત્રિત રાજસત્તા અસ્તિત્વમાં આવતી. તે સિવાય તો એ સત્તા સામાન્યપણે સરદારવર્ગના અથવા તેમાંના કોઈ સમૂહના હાથમાં રહેતી. બીજું, આ સરદારવર્ગની સત્તા પણ પૂર્ણપણે અનિયંત્રિત રહેતી નહિ. સમાજનાં અને ધર્મનાં, ગ્રામસંસ્થાઓનાં તેમ જ જ્ઞાતિસંસ્થાઓનાં અનેક બંધનો તેમને પાળવાં પડતાં; અને રાજ્યની અંદરના તથા બહારના શત્રુઓ તે વખતના રાજાઓને સહેજે પદભ્રષ્ટ કરી શકતા હતા. રાજ્યક્રાન્તિ કરવી એ તે જમાનામાં બહુ મુશ્કેલ વાત ન હતી; અને કોઈ પણ કર્તૃત્વશાળી માણસ માટે સૈનિકમાંથી સરદાર થવાનું અને સરદારમાંથી રાજા બનવાનું અશક્ય ન હતું. ઉપરાંત, સમાજના આર્થિક, સામાજિક અને ધાર્મિક વહેવારોમાં, અનિયંત્રિત ગણાતા રાજાઓ પણ ઝાઝી દખલ કરી શકતા નહિ, અને તેમનાં જુલમ કરવાનાં સાધનો પણ બહુ જ મર્યાદિત હતાં. તેમ છતાં એ કાળમાં રાજસત્તા લોકોના કે સમાજના હાથમાં

નહિ પણ સરદારવર્ગના હાથમા હતી એમ કહેવુ જ યોગ્ય ગણાય એ કાળને આજે આપણે ઠકરાતશાહીના યુગ કહીએ છીએ માનવ જાતિનો જે ઇતિહાસ આપણે જાણીએ છીએ તેનો ઘણો મોટો ભાગ આ ઠકરાતી યુગમા આવે છે, અને એ ઠકરાતશાહી એ અનિયત્રિત વર્ગસત્તાનો જ એક પ્રકાર છે

આથી ભિન્ન એવો રાજ્યપદ્ધતિનો એક પ્રકાર આધુનિક યુરોપમા લોકશાહીને નામે ઇગ્લન્ડ, ફ્રાન્સ વગેરે રાષ્ટ્રોમા નિર્માણ થયો તેનો ઇતિહાસ ગયા પ્રકરણમા જ ટૂંકમા આપ્યો છે સને ૧૯૧૪થી ૧૯૧૯ સુધી યુરોપમા જે મહાયુદ્ધ થયુ તેની પૂર્વે લોકશાહી રાજ્યપદ્ધતિ સર્વમાન્ય થવા લાગી હતી અને તે મહાયુદ્ધ પછી જ્યારે યુરોપના જર્મની ઑસ્ટ્રિયા અને તુર્કસ્તાનના સામ્રાજ્યોનો અત આવીને તેમને ઠેકાણે અનેક નાના નાના લોકશાહી રાજ્યો રાષ્ટ્રસઘના સરક્ષણ હેઠળ સ્થાપવામા આવ્યા, ત્યારે ઓછામા ઓછુ યુરોપખડ પૂરતું તો લોકશાહી રાજ્યોનું યુગ કાયમનું નિર્માણ થશે એમ કેટલાક લોકોને લાગ્યુ પણ એ જ વખતે રશિયામા સોવિયેટ રાજ્યપદ્ધતિ નામની એક, અને તેની પછી થોડા જ વખતમા ઇટલીમા 'ફાશી' નામની બીજી અનિયત્રિત રાજસત્તા અસ્તિત્વમા આવી કેટલાક વખત સુધી યુરોપના જુદા જુદા દેશોમા આ બે રાજ્યપદ્ધતિઓના પુરસ્કર્તાઓ વચ્ચે છમકલા થયા, અને આજે ઇગ્લન્ડ અને ફ્રાન્સ એ બે દેશો બાદ કરતા ફાશી સ્વરૂપની અનિયત્રિત રાજસત્તા સર્વત્ર વિજયી થયેલી દેખાય છે નાઝી પક્ષસત્તા એ

ફાશી પદ્ધતિનો જ એક પ્રકાર છે. ફાશી અથવા નાઝી અનિયંત્રિત સત્તા એ એક પક્ષસત્તા છે એમ તેના પુરસ્કર્તાઓ કહે છે અને એ પક્ષસત્તાના મૂળમા એક વિશિષ્ટ વર્ગની સત્તા હોય છે એમ દેખાય છે. પણ અનિયંત્રિત વર્ગસત્તા એ ફાશીવાદ કે નાઝીવાદનુ મુખ્ય ધ્યેય નથી. પણ અનિયંત્રિત પક્ષસત્તા એ જ તેનુ ધ્યેય છે. એથી ઊલટુ, સામ્યવાદનુ તાત્કાલિક ધ્યેય વર્ગસત્તાનુ છે, પણ એ વર્ગસત્તાને અનિયંત્રિત પક્ષસત્તાનું સ્વરૂપ મળ્યુ છે. આ તાત્ત્વિક ભેદ બાદ કરીએ તો વહેવારની દૃષ્ટિથી સામ્યવાદ અને ફાશીવાદ બે બન્ને સંપ્રદાયો જુદા જુદા હેતુથી અને જુદી જુદી દૃષ્ટિથી આજે અનિયંત્રિત પક્ષસત્તાના જ ઉપાસકો અને હિમાયતીઓ બનેના છે, એમ કહેવાને હરકત નથી લોકશાહી રાજ્યપદ્ધતિની સાથે હરીફાઈ કરનારા રાજ્યપદ્ધતિના આ જ બે પ્રકારો દુનિયામા આજે છ, અને લોકશાહીનો નાશ થાય તો આ બેમાથી જ કોઈ પણ એક પ્રકારની અનિયંત્રિત પક્ષસત્તા આપણા દેશમા પણ અસ્તિત્વમા આવશે એમ લોકો સમજે, તો તેમા કશુ ખોટુ નથી

**૩૫. સામ્યવાદ અને ફાશીવાદ વચ્ચેનો ભેદ**

ફાશીવાદ અને સામ્યવાદ એ બન્ને અનિયંત્રિત પક્ષસત્તાના હિમાયતી હોય તો પણ તેમના આદર્શોમા તેમ જ વહેવારમા જમીન આસ્માનનો તફાવત છે એ જાણવુ ન જોઈએ તે જ પ્રમાણે તે બન્ને લોકશાહીના ધ્યેયના સરખા જ શત્રુ છે એમ પણ કહી શકાય નહિ લોકશાહીના સામાજિક અને આર્થિક સમતા અને માનવી સ્વતંત્રતાના

આદર્શોનો ફાશીવાદ જ સાચો વિરોધી છે, જ્યારે સામ્યવાદને આ બધા આદર્શો તત્ત્વતઃ માન્ય છે. માત્ર આ ધ્યેયો અમલમાં મૂકવાની દૃષ્ટિથી મૂડીવાદ નાબૂદ થવો જોઈએ અને તે નાબૂદ થાય ત્યાં સુધી ખેડૂત વર્ગની મદદથી મજૂર વર્ગની અનિયંત્રિત સત્તા સ્થાપન કરવી જોઈએ, એવો સામ્યવાદનો મત છે. મૂડીવાદી દેશોમાંની લોકશાહી એ સાચી લોકશાહી નથી, અને તેનો આશ્રય લઈને દેશમાંનો શ્રમજીવી બહુજન સમાજ પોતાનો ઉદ્ધાર કરી શકશે નહિ; એટલા માટે એ લોકશાહી નાબૂદ કરવી જોઈએ અને કેટલાક વખત માટે દુનિયામાં અનિયંત્રિત મજૂરશાહી સ્થાપન કરવી જોઈએ એટલે સાચી લોકશાહી નિર્માણ થશે, એમ સામ્યવાદનું કહેવું છે. આવી સાચી લોકશાહી માટેના પ્રેમથી પ્રેરાઈને જ તેઓ આજની ખોટી લોકશાહીના દુશ્મન બન્યા છે એમ કહી શકાય. તેમ છતાં તેમને ઇષ્ટ લાગતો એકવર્ગી સમાજ સ્થાપન કરવાની ક્રાન્તિ અત્યારના લોકશાહી રાજ્યયંત્ર દ્વારા કોઈ કરી બતાવે અથવા તેમ થઈ શકે એમ સિદ્ધ કરી આપે, તો તેઓ અત્યારે લોકશાહીનો જે વિરોધ કરી રહ્યા છે તે વિરોધ પણ કરવાનું છોડી દેશે. પણ ફાશીવાદની ફિલસૂફી આથી તદ્દન જુદી છે. સામાજિક તથા આર્થિક સમતા અને એકવર્ગી સમાજ એ ધ્યેયોની સાથે જ તેનો વિરોધ છે, અને લોકશાહીનું ધ્યેય પણ તેને તત્ત્વતઃ જ અમાન્ય છે. આજના સમાજમાં પ્રવર્તતી વર્ગ-પદ્ધતિ એ જ કુદરતી છે અને માનવ સંસ્કૃતિના રક્ષણ માટે તેની આવશ્યકતા છે, એમ તેનું કહેવું છે. વર્ગ-

સંસ્થાનો નાશ થાય તો ધર્મ, રાજ્ય, રાષ્ટ્ર, એ પરંપરાથી ચાલતી આવેલી બધી સંસ્થાઓ તેમ જ ઉચ્ચ ભાવનાઓનો નાશ થશે સમાજની આગેવાની શ્રેષ્ઠ પુરુષોની પાસે ન રહેતા હીન સંસ્કૃતિવાળા અજ્ઞાન લોકોના હાથમા તે આગેવાની જઈ પડશે અને અનેક સૈકાઓની અથવા સંસ્કારોની મહેનતથી નિર્માણ થયેલી માનવ સંસ્કૃતિ નાશ પામશે આમ ન થાય તે માટે સામાજિક સમતા, રાજકીય લોકશાહી અથવા આર્થિક સમાજસત્તા એ ધ્યેયોને જ જડમૂળથી ઉખેડી નાખવા જોઈએ શ્રેષ્ઠ અને સમર્થ લોકોની કનિષ્ઠ અને દુર્બળ લોકો જે અદેખાઈ કરે છે તેમાથી જ આ ભ્રષ્ટ ધ્યેયોનો જન્મ થયેલો છે, અને તેમનો વિજય થશે તો બધાનો જ નાશ થશે

૩૬ ફાશીવાદના હેત્વાભાસો

ઉપરની વિચારસરણી લોકશાહી વિચારોથી તદ્દન વિરોધી હોવાથી તેમા રહેલા હેત્વાભાસો પ્રથમ સ્પષ્ટ કરીએ સમાજના નિયંત્રણની સત્તા તેના શ્રેષ્ઠ લોકોના હાથમા હોવી જોઈએ, એ મત લોકશાહીના હિમાયતીઓને માન્ય નથી અથવા સમાજની જુદી જુદી વ્યક્તિઓનો ઉચનીચભાવ માનવો ન જોઈએ અથવા સમાજનુ નિયંત્રણ કરવાનુ કાર્ય બધા માણસો એકસરખી રીતે કરી શકશે એવા તેમના મતો છે એવુ નથી પણ સમાજનુ નિયંત્રણ કરવાની યોગ્યતા કોનામા છે એ કેવી રીતે નક્કી કરવુ, તેમ જ તેની તે યોગ્યતા સમાજને હિતકારક શી રીતે થાય એ બાબતમા જ માત્ર લોકશાહીના હિમાયતીઓનો બીજાઓ

સાથે મતભેદ છે. આપણો રાજ્યકારભાર કરવાને માટે કોણ લાયક છે તે લોકોએ નક્કી કરવું જોઈએ; એટલે કે, રાજકારભાર કરનારા આગેવાનો લોકોએ પસંદ કરવા જોઈએ અને તે આગેવાનો લોકોને જવાબદાર હોવા જોઈએ, એટલું જ લોકશાહીના હિમાયતીઓ કહે છે. આ માર્ગ છોડી દઈએ તો રાજ્યકારભાર ચલાવવા માટે કે કાયદા કરીને રાજ્યનું નિયંત્રણ કરવાને માટે જોઈતા શ્રેષ્ઠ ગુણો કયા માણસોમાં છે તે નક્કી કરવા માટે વિશિષ્ટ જ્ઞાન કે શિક્ષણની મર્યાદા અથવા વિશિષ્ટ સંપત્તિની માલકીની મર્યાદા જેવી કોઈ ને કોઈ લાયકાતની કસોટીઓ નક્કી કરવી પડશે. પણ આ બધી કસોટીઓ કેટલી નકામી અથવા હાનિકારક છે તે ઇતિહાસમાં અનેક વરસોના અનુભવથી સિદ્ધ થયું છે. કોઈ વિશિષ્ટ કુળમાં જન્મ પામવાથી અથવા વિશેષ પ્રમાણમા ધન પ્રાપ્ત કરવાથી માણસ પોતાના સમાજનું નિયંત્રણ કરવાને લાયક બને છે એ દલીલ આજે કોઈ ને પણ ગળે ઊતરે તેમ નથી. ધન કમાવા માટે જુદા જુદા સમાજમાં જુદી જુદી જાતના ગુણોની જરૂર પડે છે એ સાચું હોય તોપણ એ ગુણો અને સમાજનું નિયંત્રણ કરવાને માટે જોઈતા ગુણો એ બે વચ્ચે કશો સંબંધ નથી; બલ્કે એથી ઊલટું, આજના સમાજની અવસ્થામાં જેઓ બીજાઓના કરતાં વધારે ધન મેળવી શકે છે તેમના હાથમાં રાજ્યનાં સૂત્રો આપવાં એ સમાજમાં થતા અન્યાયોને ઉત્તેજન આપવા જેવું થશે. લોકશાહી રાજ્યપદ્ધતિમાં પણ રાજ્યનાં સૂત્રો આવા લોકોના

જ હાથમા જાય છે એ તો આજની લોકશાહી સામેનો મોટા આક્ષેપ છે. પણ રાજ્યકારભાર લોકોને જવાબદાર ન રાખતા પૈસો મેળવવાના કામમા સફળ થયેલા લોકોના હાથમા જ તે સોપાય તો તો ચોરોના હાથમા તિજોરીની ચાવીઓ સોપવા જેવુ જ નહિ થાય કે? કઈ નહિ તો આજના સમાજમા પૈસો કમાવાની આવડત અને સમાજહિતની બુદ્ધિ એ બેનુ પ્રમાણ વ્યસ્ત હોય એવો સભવ વધારે છે, અને રાજ્યકારભાર ઉપર નિયત્રણ કરનારાઓમા તો સમાજહિતબુદ્ધિનો જ વિશેષ વિકાસ થયેલો હોવો જોઈએ. લોકોનો વિશ્વાસ મેળવવો અને તેને ટકાવી રાખવો, એ જ આની સાચી કસોટી ગણાવી જોઈએ.

૩૭. રાજ્યકર્તાઓની લાયકાત અને લોકશાહી

કેવળ વિદ્વતા પણ રાજ્યકારભાર કરવા માટેની અથવા રાજ્યકારભારનુ નિયત્રણ કરવાની યોગ્યતા ગણાય નહિ ઘણી વખત તો વિદ્વતા અને વહેવારુ બુદ્ધિ એ બે વચ્ચે ફારગતી થયેલી જોવામા આવે છે અને 'मणिना भूषित सर्पः किमसौ न भयंकरः ।' એ સુભાષિતમા કહ્યા પ્રમાણે, અનેક વિદ્વાનો મણિવિભૂષિત સર્પની જેમ જનતાને ડખ મારવામા પણ પાછા પડતા નથી એટલે કેવળ વિદ્વતા ઉપરથી પણ રાજકીય આગેવાનીની લાયકાત સિદ્ધ થઈ શકતી નથી વિદ્વત્તાની જેમ કેવળ સાધુત્વ પણ સમાજના રાજકીય નેતૃત્વ માટે બસ થતુ નથી રાજકીય આગેવાનને સદસદ્‌વિવેકની માફક જ શક્યાશક્યતાનો વિવેક પણ કરવો પડે છે, અને પોતાના મત ઘડવાની કળાની માફક જ બીજાના

મતો સહિષ્ણુતાથી અને સહાનુભૂતિપૂર્વક સમજી લેવાની
કળા પણ તેણે કેળવેલી હોવી જોઈએ તે જ પ્રમાણે
પોતાના મત લોકોને ગળે ઉતારવાની તથા તેમનો વિશ્વાસ
મેળવવાની આવડત પણ રાજકીય નેતામા હોય એ જરૂરનુ
હોય છે તેનામા આવી પાત્રતા છે કે નહિ તે ઓળખવા
માટે લોકશાહી પદ્ધતિ વિના બીજી કોઈ પણ ન તો કારક
કસોટી હજી જાણવામા આવી નથી આ વિવેચનનો એવો
અર્થ તો હરગિજ કોઈ ન કરે કે, રાજ્યકારભારનુ નિયમન
કરનારાઓમા વિદ્વત્તા અને સાધુત્વ એ ગુણો ન હોવા
જોઈએ તેમાના સાધુત્વની નિર્વિવાદ બાહ્ય કસોટી
એકે નથી અને વિદ્વત્તાની પારખ કરી શકાય તો
પણ રાજકીય આગેવાનીની દૃષ્ટિથી તે ઉપયોગી થતી
નથી આ દૃષ્ટિથી લોકશાહી રાજ્યમાના સામાન્ય નાગરિકોને
નાગરિક નીતિની બની શકે તેટલી સારી કેળવણી આપવી,
સામાજિક પરિસ્થિતિની સુધારણા કરીને લાયક અને
સદ્ગુણી લોકોને સમાજમા પ્રતિષ્ઠા અને માન્યતા મળે
એવા પ્રયત્નો કરવા, અને કેવળ કુળ અને સંપત્તિ ઉપર
સદ્ગુણોનો આધાર નથી હોતો એ ઓળખીને કુળ જાતિ,
ધર્મ અને સંપત્તિનો વિચાર ન કરતા કેવળ ગુણો તરફ
નજર રાખીને વર્તન કરવાની પ્રવૃત્તિ લોકોમા વધારવી
એ જ એક સાચો માર્ગ છે જેમ જેમ નાગરિકોનુ ચારિત્ર્ય
સંવર્ધન થશે અને જેટલા પ્રમાણમા થશે તેટલા
પ્રમાણમા લોકશાહી રાજ્યપદ્ધતિ વધારે ને વધારે ફળદાયી
અને હિતકારક થતી જશે સારા શ્રેષ્ઠ માણસોના હાથમા

સમાજના નિયંત્રણનું કાર્ય આવે એમ આપણે ઇચ્છતા હોઈએ, તો આ જ એક રસ્તો આજે દેખાય છે અને બીજા માર્ગો આનાથી ઊતરતા પુરવાર થાય છે.

**૩૯. અનિયંત્રિત સત્તાધારીઓની ભ્રષ્ટતા**

બીજી એક રીતે લોકહિત સાધવાની દૃષ્ટિથી લોકશાહી રાજ્યપદ્ધતિની શ્રેષ્ઠતા સિદ્ધ કરી શકાય તેમ છે. રાજ્યકારભાર કરવાની દૃષ્ટિથી સમાજમાંની કઈ વ્યક્તિઓ શ્રેષ્ઠ છે એ નક્કી થાય તોપણ તે વ્યક્તિઓને અનિયંત્રિત સત્તા ભોગવવા દેવામાં જોખમ રહેલું છે, કારણ કે, અનિયંત્રિત અને બેજવાબદાર સત્તાના ઉપભોગને પરિણામે શ્રેષ્ઠ વ્યક્તિઓ પણ ભ્રષ્ટ થાય છે એવો અનુભવ છે. બીજું રાજ્યકારભાર સફળતાથી કરવા કેવળ સદ્બુદ્ધિથી કે કેવળ કુશળપણાથી કામ થઈ શકતું નથી. સદ્બુદ્ધિ હોય તોપણ કુશળપણાની જરૂર હોય છે. અને સદ્બુદ્ધિ અને કુશળપણું એ બન્ને ગુણો હોય તો લોકોની આકાંક્ષાઓ, તેમની લાગણીઓ, જરૂરિયાતો અને તેમની અભિરુચિઓ, એ બધાંનું ભાન જરૂરી હોય છે. તેથી જ રીતે લોકો પર પોતાનો નૈતિક પ્રભાવ પાડવાનું અને પોતાની સદ્બુદ્ધિ વડે લોકોની સદ્બુદ્ધિને તેમ જ પોતાના કુશળપણાથી લોકોના કુશળપણાને જાગ્રત કરવાનું સામર્થ્ય પણ રાજ્યકર્તા નેતાઓમાં હોવું જોઈએ. આ સામર્થ્ય જેમનામાં જેટલા પ્રમાણમાં હોય તેટલા પ્રમાણમાં તેઓ પોતાના નૈતિક અને બૌદ્ધિક બળથી લોકોમાં સંસ્કાર કરી શકે છે અને લોકોને તે દિશ- માં લઈ જાય છે અને તેમની પ્રત્યે લોકોને [illegible] બનાવે છે. આથી

જોઈએ. એમ હોય તો જ રાજ્યમાં થનારા અન્યાયો પ્રકાશમાં આવશે અને તેમનું નિવારણ કરવાના ઉપાયોનું સંશોધન થતું રહેશે. સમાજની કોઈ પણ અવસ્થામાં સંપૂર્ણ ન્યાય-પ્રસ્થાપના થયેલી હોતી નથી. કારણ કે, એક તો પૂર્ણ ન્યાયનું સંશોધન જ થયેલું હોતું નથી અને જે સંશોધન થયેલું હોય છે તેને સ્થાપન કરવાના ઉપાયોનુ જ્ઞાન થયેલું હોતું નથી. અને બીજું કારણ એ કે, ન્યાયસ્થાપનાની આડે આવનારાઓને દૂર કરવાની દરેક રાજ્યની શક્તિ મર્યાદિત હોય છે. એટલે અનિયન્ત્રિત સત્તાધારી વર્ગ કે વ્યક્તિમાં સદ્બુદ્ધિ અને ડહાપણ છે એમ માની લઈએ તોપણ તેમને હાથે અન્યાય થાય એ અપરિહાર્ય હોય છે. અલબત્ત, સમાજમાં ન્યાયસંશોધનનું કાર્ય બંધ પડે તો અન્યાયો વધતા જાય છે અને રાજ્યકર્તાઓ અને પ્રજાજનો બન્નેનો અધઃપાત ઝપાટાભેર થવા લાગે છે. એનાં પરિણામ જુલમ, જબરદસ્તી, અન્યાય, બળજાખોરી, અશાંતિ અને અંધાધૂંધી એ જ થાય. અન્યાયને રાજસત્તાના ટેકાથી ન્યાય ઠરાવવામાં આવે છે એ જોઈને લોકોમાં જુલમ અને જબરદસ્તીની પ્રવૃતિ જોર પકડે છે અને 'બળિયાના બે ભાગ'નો ન્યાય જ રૂઢ થાય છે. એને જ જંગલી કાયદો અથવા માત્સ્ય ન્યાય કહે છે. એટલે, સમાજની ન્યાયબુદ્ધિને પ્રખર અને પ્રજ્વલિત રાખવી અને ન્યાયસંશોધનનું કામ સતત ચાલુ રાખવુ એ સમાજહિતની દૃષ્ટિથી અત્યંત આવશ્યક છે. આ આવશ્યક પરિસ્થિતિ અનિયન્ત્રિત સત્તા હોય, પછી તે સત્તા કોઈ વ્યક્તિની હો, વર્ગની હો કે પક્ષની હો, ટકી શકતી નથી.

પણ આ આવશ્યક પરિસ્થિતિ કેવળ લોકશાહી રાજ્યયંત્રની સ્થાપના થવાથી આપોઆપ નિર્માણ થઈ શકશે એમ નથી. એ રાજ્યતંત્ર નિર્માણ થતુ હોય તે દરમ્યાન અને નિર્માણ થયા પછી સમાજમાં ન્યાયનિષ્ઠા, ન્યાયજિજ્ઞાસા અને ન્યાય ઓળખવાની શક્તિ નિર્માણ કરનારા, તેને સંગઠિત કરનારા અને પોતાના ચારિત્ર્યથી તેને પ્રભાવશાળી બનાવનારા લોકનાયકો પેદા થાય એ જરૂરનું છે. આવા લોકનાયકો નિર્માણ કરવાને માટે લોકશાહી રાજ્યતંત્ર એ એક બહુ ઉપયોગી સાધન છે, પણ તે પૂરતું નથી. લોકશાહીનું સામાજિક ધ્યેય તેની બીજી સંસ્થાઓમાં પણ વ્યક્ત થતું રહેવું જોઈએ.

**ન્યાયસંશોધન સતત ચાલુ રહેવાની જરૂર**

સામાજિક ન્યાયસંશોધન ભૌતિક વિજ્ઞાનના સત્ય-સંશોધનના જેવી જ એક એવી ક્રિયા છે કે, તે કદી પૂરી થતી નથી; અને તે અવિરતપણે ચાલુ રહે તે વિના સમાજને સુખ, સ્વસ્થતા, અને શાંતિનો સાચો લાભ થતો નથી. એટલા માટે સમાજના દરેક વહેવાર ઉપર, અને વિશેષતઃ તેના રાજકીય વહેવારો ઉપર, અનુકૂળ પ્રતિકૂળ ટીકાનો પ્રકાશ સતત પડતો રહે એ જરૂરનું છે. અનિયંત્રિત સત્તા હેઠળ આમ કરવું એ શક્ય હોતું નથી, જ્યારે લોકસત્તા હેઠળ તે શક્ય હોય છે. કેવળ જાણેલા સત્યની પ્રસ્થાપના કરવી એ જ સમાજનું કર્તવ્ય છે અને સમાજની વિશિષ્ટ વ્યક્તિને કે પક્ષને સામાજિક સત્યનું સંપૂર્ણ જ્ઞાન થયેલું છે એમ જો માની લેવામાં આવે, તો ન્યાયસંશોધનની

ક્રિયા સતત ચાલુ રહેવાની ઝાઝી આવશ્યકતા નહિ રહે. એમ જો હોત તો એ સંપૂર્ણ સત્યનું જ્ઞાન જેમને થયેલું હોય તેમના હાથમાં એક વાર સત્તા આપી દઈએ અને તેઓ જો સમાજહિતની કાળજી રાખનારા હોય તો રાજ્યસંસ્થા યોગ્ય પ્રકારે ચાલશે એમ માની શકાત. પણ વસ્તુસ્થિતિ એવી નથી. સામાજિક સત્ય નિત્યસંશોધનથી જ પ્રાપ્ત થાય છે અને તેનું યોગ્ય રીતે જ્ઞાન થાય તે માટે સમાજની દરેક પુખ્ત ઉમરની વ્યક્તિને પોતાનાં અનુભવ અને બુદ્ધિ પ્રમાણે સાર્વજનિક પ્રશ્નો વિષે પોતાનો મત ઘડીને આ સંશોધન-કાર્ય કરવાની સ્વતંત્રતા મળે એ જરૂરનું હોય છે. આનો અર્થ એવો હરગિજ થતો નથી કે, દરેક વ્યક્તિ પોતાના અનુભવ પરથી યોગ્ય મત બાંધી શકે છે; અથવા બધા માણસોમાં આ શક્તિ સરખી જ હોય છે. આપણે જેને જાહેર લોકમત કહીએ છીએ તે સતત પલટાતો રહે છે, અને તેમાં અનેક પરસ્પરવિરોધી પ્રવાહો હોય છે. તેને બદલવાનો અથવા તેના બધા પ્રવાહોને પોતાના અભિપ્રાય મુજબ વાળવાનો હક દરેક વ્યક્તિને હોવો જોઈએ, એટલું જ લોકશાહીના હિમાયતીઓનું કહેવું હોય છે. આ હક બધાને આપવાથી બધા જ તેનો સરખા પ્રમાણમાં ઉપયોગ કરશે કે કરી શકશે એમ ન કહી શકાય. તે જ પ્રમાણે આ હકનો જેઓ ઉપયોગ કરશે તેઓ બધા જાહેર લોકમતના પ્રવાહને પોતાના અભિપ્રાય મુજબ વલણ આપવામાં સરખા જ સફળ થશે એમ પણ નથી. પણ આવો હક બધાને હોય તો સમાજની ન્યાયબુદ્ધિ વધારેમાં વધારે કાર્યક્ષમ રહેશે, જેમનામાં તે વિશેષ પ્રમાણમાં હ

તેમની દોરવણીનો લાભ સમાજને મળશે, અને લોકમતનો પ્રવાહ વધારે શુદ્ધ બનશે, એવી અપેક્ષા છે. ભૌતિક સત્યોની જેમ સામાજિક ન્યાયનું સંશોધન પણ બધા લોકો કરી શકતા નથી. તેમ છતાં દરેક જણ પોતાના અનુભવ અને બુદ્ધિ પ્રમાણે સાર્વજનિક વિષયોને અંગે પોતાના મત બાંધીને તે વ્યક્ત કરવાનો પ્રયત્ન કરે તો તેથી સમાજની સ્થિતિ સ્પષ્ટ થાય છે; અને જેમનામાં સ્વતંત્ર મત બાંધવાની શક્તિ હોય છે તેઓ એ સ્પષ્ટતાને આધારે પોતાના મત તપાસીને તેમને શુદ્ધ બનાવી શકે છે.

## ન્યાયસંશોધનમાં નડતા અંતરાયો

વૈજ્ઞાનિક સંશોધન અને ન્યાયસંસ્થાપન એ બે વચ્ચે ઘણો મોટો તફાવત છે. ભૌતિક પ્રશ્નો કરતા સામાજિક પ્રશ્નો વધારે અટપટા, સંદિગ્ધ અને અનિશ્ચિત ફળ આપનારા હોય છે. તેમ જ આ પ્રશ્નોની સાથે જુદા જુદા વર્ગોના હિતસંબંધો સંકળાયેલા હોવાથી તેમની ચર્ચા અને નિર્ણય નિર્વિકાર, નિરહંકાર અને નિષ્પક્ષપાતી વૃત્તિથી કરવાની માણસોની તૈયારી હોતી નથી; તેમ જ ન્યાયબુદ્ધિ આપે તે નિર્ણય સ્વીકારવા પણ માણસો તૈયાર થતા નથી. એથી ઈર્ષ્યા, સ્વાર્થ, અહંકાર કે પરંપરાના ભોગ બનીને તેઓ અન્યાયને ઉત્તેજન આપે છે, પોતે અન્યાય કરવા પ્રવૃત્ત થાય છે અથવા અન્યાયને જ ન્યાય માનતા થાય છે. બુદ્ધિ ઉપર રાજસ અને તામસ ગુણોના આવરણનું આ પરિણામ છે; અને તેથી સમાજની બુદ્ધિ ઉપરનાં આ

આવરણો દૂર થાય અને તેને શુદ્ધ સાત્ત્વિક સ્વરૂપ પ્રા
થાય તે વિના લોકશાહી સમાજના વહેવારો ન્યાય અને
નીતિને અનુસરીને નહિ થાય. તે માટે લોકશાહી સમાજમ
બુદ્ધિવાદની પ્રવૃત્તિ વધે એ જેટલું જરૂરનું છે, તેટલું જ,
બલ્કે તેનાથી પણ વધારે, સમાજની બુદ્ધિ શુદ્ધ એટલે સાત્ત્વિક
કે ન્યાયનિષ્ઠ બને એ જરૂરનું છે. જે સમાજ, અનેક વર્ગોમાં
વહેંચાયેલો હોય છે તે સમાજમા વર્ગીય અહંકારનો રજોગુણ
અથવા વર્ગીય જુલમ સહન કરી લેવાનો તમોગુણ વધે છે
અને તેની બુદ્ધિ અશુદ્ધ, મલિન અને વિકૃત થયેલી હોય છે.
આવી અશુદ્ધ બુદ્ધિનો બુદ્ધિવાદ એ આત્મવચનાનો અને
લોકવચનાનો જ એક પ્રકાર છે, અને તેનાથી સમાજનું
કલ્યાણ થતું નથી પણ અધઃપાત અને હાનિ જ થાય છે.
બુદ્ધિવાદની આ મર્યાદા ધ્યાનમા લઈને જ અમને એમ લાગે
છે કે, લોકશાહીને બુદ્ધિબળની માફક આત્મબળનું પણ
અધિષ્ઠાન મળે એ આવશ્યક છે.

## ૪૨. અનિયંત્રિત સત્તાનાં અપરિહાર્ય દુષ્પરિણામો

બુદ્ધિ પરના તમોગુણ અને રજોગુણના આવરણનો આ
સિદ્ધાન્ત અનિયંત્રિત વ્યક્તિસત્તા, પક્ષસત્તા કે વર્ગસત્તાને
વિશેષ પ્રમાણમા લાગુ પડે છે. જે વ્યક્તિના, વર્ગના કે
પક્ષના હાથમા સત્તા હોય છે તેની બુદ્ધિ ઉપર અહંકારને
રજોગુણનું આવરણ ચડી જાય એવો ઘણો સંભવ હોય છે.
આ અહંકારનું ઝૂન તેઓની બુદ્ધિને એક વાર વળગ્યા પછી
તેઓ ન્યાયને નામે અન્યાય સહન કરવા પ્રવૃત્ત થાય છે

ણ તેમને પોતાને તો આપણે ન્યાયી જ છીએ એવો ાસ રહે છે. એથી ઊલટું, જે લોકો અનિયંત્રિત સત્તા હેઠળ ે છે તેમની બુદ્ધિ તમોગુણથી ઢંકાઈ જાય છે અને અન્યાયનો તિકાર કરવાની તેમની બૌદ્ધિક અને નૈતિક શક્તિ નાશ ામે છે. અનિયંત્રિત સત્તાધારીઓ અને તેમના પ્રજાજનો ે બે પૈકી જેઓ પોતાની દૃષ્ટિથી પ્રામાણિક હોય છે તેમનું ણ આની રીતે અધઃપતન થાય છે. ઉપરાંત, અનિયંત્રિત ત્તાધારીઓ ઉઘાડી રીતે સ્વાર્થી, ઉન્મત્ત અને જુલમી ને છે અને તેમની હકૂમત હેઠળ રહેનારા લોકો જાણી ઈને બીકણ, લાચાર અને ગુલામ બને છે. બન્ને પક્ષે થતો ા નૈતિક અધઃપાત અટકાવવા માટે લોકશાહી રાજ્યપદ્ધતિ ને રાષ્ટ્રીય સ્વતંત્રતા એ જ એક માર્ગ આપણા ણવામાં છે.

**• અનિયંત્રિત સત્તા તાત્કાલિક દૃષ્ટિએ કાર્યક્ષમ, પણ છેવટે અનર્થકારક**

કોઈ પણ એક વર્ગની કે એક પક્ષની અનિયંત્રિત સત્તા, આપત્કાળના ઉપાય તરીકે, વિશેષ પરિસ્થિતિમાં, કેટલાક વખત માટે લોકશાહી રાજ્યપદ્ધતિ કરતાં પણ વધારે કાર્યક્ષમ અથવા હિતકારક થાય ખરી; કારણ કે, જે સામાજિક સત્યો ઉપલબ્ધ થયાં છે તેમને થતો વિરોધ દબાવી દઈને તેની સ્થાપના કરનારાઓ તે સત્યોને વધારે ત્વરાથી અને વધારે પરિણામકારક રીતે અમલમાં મૂકી શકશે. પણ નવાં સામાજિક સત્યોનું સંશોધન કરવાનું કામ બંધ પડવાથી થોડા જ વખતમાં સત્તાધારીઓ અને સત્તા વિનાના લોકો

એ બન્નેનો નૈતિક અને બૌદ્ધિક અધઃપાત શરૂ થશે અને સમાજની પડતી થશે આજે સામ્યવાદી પક્ષ રશિયામાં અને ફાશી પક્ષ યુરોપમાં જે સામાજિક સિદ્ધાન્તો અમલમાં મૂકી રહ્યા છે, તે સિદ્ધાન્તોનું સંશોધન લોકશાહી વાતાવરણમાં થએલું છે અને પરિણામે કેળવણીનો પ્રસાર આરોગ્યરક્ષણ, ઔદ્યોગિક ઉન્નતિ લશ્કરી તૈયારી વગેરે બાબતોને લગતા કેટલાક કાર્યો ત્યાં ઝપાટાબંધ કરી બતાવવામાં આવે છે, એ વિષે શંકા નથી પણ આ કાર્યક્ષમતા જે જ્ઞાનને લીધે મળી હોય છે તે જ્ઞાન વધારવાનું કાર્ય અટકી પડે છે કારણ, ત્યાં વિચારસ્વાતંત્ર્ય અને ઉચ્ચારસ્વાતંત્ર્યને અવકાશ આપવામાં આવતો નથી જ્ઞાનસંવર્ધનનું આ કાર્ય બંધ પડવાથી સમાજની સુધારણા વિષે નવા વિચારો કે નવી યોજનાઓ સૂઝતી નથી અને જે કોઈ સુધારા સૂઝે છે તેમને પ્રત્યક્ષ અમલમાં મૂકતાં, તે કેટલો ઇષ્ટ કે અનિષ્ટ પુરવાર થાય છે, તેનું પણ સંશોધન થઈ શકતું નથી. તેમનો અમલ કરતી વખતે જે અન્યાયો થાય તે અપરિહાર્ય છે એમ માનીને તે તરફ દુર્લક્ષ થયા કરે છે અને પોતાના ઉપર થતા અન્યાયોને જાહેરમાં મૂકવાની સ્વતંત્રતા લોકોને ન હોવાથી એવા અન્યાયો થાય જ થાય છે તેનું ભાન પણ સત્તાધારી વર્ગને રહેતું નથી આવી રીતે લોકોનું સુખદુઃખ અને અધિકારીઓએ કરેલા સુધારાઓ કે તેમણે અમલમાં મૂકેલી નીતિરીતિઓ એ બે વચ્ચેનો સંબંધ તૂટતો જાય છે અને અન્યાય અને જુલમ વધતો જાય છે એનું પરિણામ એ આવે છે કે સ્વતંત્ર વિચાર અટકી

પડવાથી કાં તો સમાજને બાહ્યિક ગુલામીની દશા પ્રાપ્ત થાય, છે, અથવા સમાજ આ અનિયંત્રિત સત્તાની સામે બંડ કરીને તેને ઉથલાવી પાડે છે.

### ૪. અનિયંત્રિત સત્તાની ઉત્પત્તિની મીમાંસા

અનિયંત્રિત સત્તાના આવાં દુષ્પરિણામો જાણીતાં હોવા છતાં રશિયા, ઇટાલી અને જર્મની, એ દેશોમાં અનિયંત્રિત પક્ષસત્તા કેમ સ્થાપિત થઈ છે, તેમ જ કઈ પરિસ્થિતિમાં અથવા અવસ્થામાં આવી સત્તા નિર્માણ થાય છે, તેનો હવે આપણે થોડોક વિચાર કરવો જોઈએ. દેશ ઉપર જ્યારે કોઈ પણ અંતર્ગત કે બાહ્ય સંકટ આવી પડે છે, અને તે વખતે તેનું નિવારણ કરી શકે એવી સમર્થ સરકાર લોકશાહી પદ્ધતિથી ઊભી કરી શકાતી નથી એવી અવસ્થા જ્યારે સમાજને પ્રાપ્ત થાય છે, ત્યારે ત્યાં અનિયંત્રિત પક્ષસત્તા કે વર્ગસત્તા અસ્તિત્વમાં આવે છે. લોકશાહી રાજ્યનો આધાર વિચારસ્વાતંત્ર્ય, પ્રચારસ્વાતંત્ર્ય અને સંઘસ્વાતંત્ર્ય ઉપર હોય છે. આ ત્રિવિધ આધારના પાયા ઉપર અનેક પંથ કે પક્ષ અસ્તિત્વમાં આવે. તેમાંના કોઈ પણ એકનું બીજા કોઈની સાથે સખ્ય કે સહકાર અશક્ય બને, કોઈ પણ એકને બહુમતિનો ટેકો મળે નહિ, મળે તો બહુમતી લાંબો વખત ટકે નહિ. અલ્પ બહુમતીનું રાજ્ય સરકારમાં ભંગાણો વગેરેથી મુશ્કેલીઓ ઊભી થવાથી રાજ્યવ્યવસ્થા ચાલી શકે નહિ. એવી પરિસ્થિતિ આવી પડે ત્યારે થોડા વખત માટે અનિયંત્રિત સત્તા પ્રસ્થાપિત થાય એ અપરિહાર્ય બને છે. ટીકા કરવાનો હક, પ્રચારસ્વાતંત્ર્ય અને સંઘસ્વાતંત્ર્ય

ભોગવનારાઓ જો તેની યોગ્ય મર્યાદાઓનું પાલન ન કરે અને સમાજમાં અંધાધૂધી, અનવસ્થા અને અત્યાચાર પ્રવર્તાવે તો લોકશાહી રાજ્યપદ્ધતિથી રાજ્ય જ ચલાવી શકાય નહિ. આવી પરિસ્થિતિમાં અનિયંત્રિત રાજ્યસત્તા નિર્માણ ન થાય તો સમાજમાં બધે અંધાધૂંધી જ ફેલાય; અને એ અંધાધૂંધીની અવસ્થા ટાળવા માટે કોઈ પણ જાતનું સુસ્થિર રાજ્ય—પછી તે ગમે તે પક્ષનું કે ગમે તે પ્રકારનું હો—સ્થાપન થાય એમ સૌ કોઈને લાગે છે. આવે પ્રસંગે જે પક્ષ કોઈ પણ એક વર્ગની સહાયથી પોતાની સત્તા સુસ્થિર અને પ્રભાવી બનાવી શકે, તે પક્ષ પોતાની અનિયંત્રિત સત્તા પ્રસ્થાપિત કરી શકે છે. તે જો સમાજની અનવસ્થાનો અંત આણે, આવી પડેલી તાત્કાલિક આપત્તિનું નિવારણ કરે, કેટલાક સુધારાઓ ઝડપથી દાખલ કરીને લોકોની આકાંક્ષાઓ સંતોષે, તો તેનો અનિયંત્રિત અમલ સમાજને કેટલોક વખત સુખદાયક લાગે છે અને તે પક્ષ લોકપ્રિય પણ થાય છે પણ આ બધું ચાલતું હોય તે દરમ્યાન લોકોની વિચારશક્તિ ઘટતી જાય છે, સ્વતંત્રતાની ધગશ મરી જાય છે, ન્યાયબુદ્ધિ વિકૃત થાય છે, અને અન્યાયની ઉપેક્ષા તથા તે સહન કરી લેવાની તમોગુણી વૃત્તિ વધે છે. બીજી બાજુએ, સત્તાધારી વર્ગનો અહંકાર વધ્યે જાય છે. અહંકારને લીધે સ્વાર્થને જ પરાર્થ માનવાની વૃત્તિ બળવાન થાય છે. આને પરિણામે અજાણતાં થતા અન્યાયો અને જુલમોની સંખ્યા વધવા માંડે છે અને આખરે આખા રાજ્ય ઉપર આફત ઊતરે છે. અનિયંત્રિત સત્તાને કારણે

પેદા થતો અહંકારનો મદ કોઈને પણ ભ્રષ્ટ કર્યા વિના રહેતો નથી; તેથી વિશિષ્ટ આપત્તિનું નિવારણ કરવાને બહાને તાત્કાલિક ઉપાય તરીકે અસ્તિત્વમાં આવેલી અનિયંત્રિત સત્તા પોતાનું કાર્ય પાર પાડીને આપોઆપ વિલીન થશે, અથવા પોતાની મેળે સમાજને સ્વતંત્રતા આપીને લોકશાહી રાજ્યપદ્ધતિ સ્થાપન કરશે એવી આશા રાખી શકાય નહિ.

### ૪૫. ઇટલી, જર્મની અને મધ્યયુરોપની મહાયુદ્ધ પછીની સ્થિતિ

વિશિષ્ટ પ્રકારની આફતોના આઘાત થતાં લોકશાહી રાજ્યપદ્ધતિ જ્યારે અફળ થઈ અથવા સાવ અટકી પડી, એવા સંજોગોમા આધુનિક યુરોપની અનિયંત્રિત રાજ્યપદ્ધતિઓ અસ્તિત્વમા આવી છે, અને જે રાષ્ટ્રોમા તે સ્થાપન થઈ છે ત્યા લોકશાહી સંસ્કૃતિ પૂરતા લાંબા વખત સુધી દૃઢમૂળ થઈ ન હતી એમ જણાય છે. જર્મની, ઇટલી કે ઑસ્ટ્રિયા એ દેશોમા ઇંગ્લંડ, ફ્રાન્સ અને અમેરિકાની જેમ લોકશાહી રાજ્યપદ્ધતિ કદી પણ ઝાઝી દૃઢમૂળ થઈ ન હતી. આધુનિક લોકશાહીનો ઉદય સૌથી પ્રથમ ઇંગ્લંડમાં થયો. એ દેશમા ઠકરાતદાર વર્ગ પ્રથમથી જ દુર્બલ હતો અને સામાજિક દૃષ્ટિએ વેપારી-કારખાનદાર વર્ગથી અલગ કે વિભક્ત ન હતો. તેથી તે બન્ને વચ્ચેનું વર્ગયુદ્ધ ઝાઝુ ઉગ્ર બન્યુ નહિ; અને ઠાકોરશાહીનું લોકશાહીમા રૂપાંતર ઠીક ઠીક શાંતિથી અને સમાધાનથી થઈ શક્યું. ફ્રાન્સમાં ઠકરાતદાર વર્ગ અને વેપારી કારખાનદાર વર્ગ વચ્ચે તીવ્ર

વર્ગયુદ્ધ થયું અને લોકશાહીનો જન્મ થયો, અને ઠાકોરશાહીનું પતન થયું. પણ જર્મની, ઑસ્ટ્રિયા કે ઇટલીમાં ઠાકોરશાહીનો સંપૂર્ણ પરાભવ કદી પણ થયો નહિ. વેપારી કારખાનદાર વર્ગે શુદ્ધ લોકશાહીનો કદી પણ સ્વીકાર કર્યો નહિ. કારણ એ વર્ગ જાગ્રત થયો તે વખતે ત્યાંનો મજૂરવર્ગ પણ જાગ્રત થયો હતો અને રાજકીય લોકશાહીનું ઔદ્યોગિક લોકશાહીમાં અથવા સમાજસત્તામાં રૂપાંતર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો હતો. તેથી કરીને મધ્યયુરોપમાં કે ઇટલીમાં ઠાકોરશાહીનું લશ્કરી વાતાવરણ તેમ જ અનિયંત્રિત રાજસત્તાના માટેનો પ્રેમ કદી પણ સાવ નાશ પામ્યો ન હતો. તેવી જ રીતે લોકશાહી રાજ્ય મજબૂત થાય તે માટે જરૂરી એવા સંગઠિત અને તત્ત્વનિષ્ઠ પક્ષોનો તેમ જ તેમની વચ્ચે અરસપરસ સહિષ્ણુતાની વૃત્તિનો પણ વિકાસ થયો ન હતો. એને પરિણામે ગયા મહાયુદ્ધ પછી આર્થિક કટોકટી અને આન્તરરાષ્ટ્રીય આપત્તિનો ફટકો લાગતાની સાથે જ તેનું નિવારણ કરવાને બહાને એકપક્ષીય અનિયંત્રિત સત્તાઓનો ઉદય એ દેશામાં થયો. એ વખતના યુદ્ધમાં ઇટલીએ ઇંગ્લંડ તથા ફ્રાન્સના પક્ષમાં રહીને ભાગ લીધો હતો. પણ મહાયુદ્ધ પછી બ્રિટિશોએ અને ફ્રેન્ચોએ પોતપોતાના સામ્રાજ્યોનો ભરપૂર વિસ્તાર કરી દીધો અને ઇટલીની સામ્રાજ્યવાદની ભૂખ સંતોષવામાં આવી નહિ. એ બાબતમાં ન્યાય કરવા માટે રાષ્ટ્રીય સરમુખત્યારી ઊભી કરીને પોતાના રાષ્ટ્રનો ધાક બીજાઓ ઉપર બેસાડવા સિવાય બીજો રસ્તો નથી એમ ત્યાંના લોકોને લાગવા માંડ્યું. બીજું,

મહાયુદ્ધ પછીની આર્થિક કટોકટીને પરિણામે દેશમાં અનેક પક્ષો અને ઉપપક્ષો નિર્માણ થયા અને કોઈ પણ એક પક્ષ પોતાની નીતિ અમલમાં મૂકી શકે એવી સ્થિતિ રહી નહિ. મજૂરોના ટેકાથી મજૂરશાહી સ્થાપન કરવાનો સામ્યવાદીઓનો પ્રયત્ન સફળ થવા જેટલો તે પક્ષ સંગઠિત થયો ન હતો અથવા તે વર્ગ જાગ્રત ન હતો. આવી અંધાધૂંધીના વખતમાં રાષ્ટ્રીય વૈભવ, અંતર્ગત શિસ્ત અને પરરાષ્ટ્રીય ચઢાઈનો ભય એ ભાવનાઓને આધારે મુસોલિનીએ ફાશી પક્ષની અનિયંત્રિત લશ્કરી સત્તા નિર્માણ કરી. એમ કરતી વખતે તેણે પરંપરાનું રક્ષણ, ધર્મનું રક્ષણ, અને આધ્યાત્મિક સંસ્કૃતિ એ ત્રણેના આધાર લઈને સામ્યવાદીઓના ક્રાન્તિ-કારક પ્રયત્નોને સખત હાથે દબાવી દીધા; અને મૂડીદાર અને મજૂર એમ દ્વિવર્ણ સામાજિક સંસ્કૃતિ સુરક્ષિત કરવાનો એક માર્ગ મૂડીવાદી સંસ્કૃતિનું અભિમાન ધરાવનારાઓને બતાવી આપ્યો. જર્મનીમા હિટલરે એ જ માર્ગનું, પોતાને ત્યાંની પરિસ્થિતિ અને પરંપરાને અનુરૂપ થાય એવી રીતે, અનુસરણ કર્યું અને નાઝી તત્ત્વજ્ઞાન એ નામની ફાશીવાદની સુધારેલી આવૃત્તિ કાઢી. ઇટલી કરતા જર્મનીમાં અનિયંત્રિત પક્ષસત્તા વધારે સહેલાઈથી નિર્માણ થઈ શકી; એનું કારણ એ હતું કે, મહાયુદ્ધ પછી થયેલી વર્સાઈની સંધિની શરતો વડે તે રાષ્ટ્રને કાયમને માટે ખમી કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. જર્મની જેવો લડાયક વૃત્તિવાળો દેશ આ અપમાન લાંબા વખત સુધી સહન કરે એ અશક્ય હતું; અને તેની ઉપર લાદવામાં આવેલાં આર્થિક અને લશ્કરી

બંધનો તોડી નાખ્યા વિના ત્યાંના કોઈ પણ મહત્ત્વના સવાલનો ઉકેલ પણ શકય ન હતો. બ્રિટિશ અને ફ્રેંચ મુત્સદ્દીઓની કૃપાથી અને રાષ્ટ્રસંઘની અનુમતિથી અસ્તિત્વમાં આવેલું જર્મનીનું લોકશાહી રાજ્ય આ રાષ્ટ્રીય અપમાન ધોઈ કાઢવા અસમર્થ હતું, તેમ જ જર્મન પ્રજાની અટળ નિરાશા દૂર કરવી એ પણ તેને માટે શકય ન હતું. ગયા મહાયુદ્ધ પછી બ્રિટિશ અને ફ્રેંચ મુત્સદ્દીઓએ પોતાની ઉપર જે વેર લીધું તે વેરનું વેર વાળવું એ જ એક પોતાના ઉદ્ધારનો માર્ગ છે, એવી ભાવના જર્મન જનતામાં કેળવવાને માટે હિટલરને બહુ ભારે પ્રયત્નો કરવા પડ્યા નહિ. એ વેર લેવાના કાર્ય માટે પોતાનું લશ્કરી સામર્થ્ય વધારવું જોઈએ, શસ્ત્રબળ ઉપરનો વિશ્વાસ વધવો જોઈએ, અંતર્ગત ક્રાન્તિના પ્રયત્નો દબાવી દેવા જોઈએ, અને બ્રિટિશ અને ફ્રેંચ રાષ્ટ્રોની રોગી લોકશાહી નરકૃતિનો બુરખો ચીરી નાખવો જોઈએ, એવી ભાવના હિટલરના અનુયાયીઓએ જર્મનીમાં પેદા કરી અને ત્યાં પોતાના પક્ષની અનિયંત્રિત સત્તા સ્થાપન કરી.

### ૪૧ અનિયંત્રિત સત્તા અને સામ્રાજ્યલોભ

ઉપરના વિવેચન ઉપરથી જણાશે કે, ઇટલી અને જર્મની એ બે દેશોમાં સ્થપાયેલી આન્તરિક પક્ષસત્તા એ તે દેશોના મૂડીવાદના સંરક્ષણ માટે મૂડીવાદના જ ટેકાથી અને સામ્રાજ્યવાદીના સંમતિથી નિર્માણ થયેલી છે. બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્યવાદીનું ધ્યેય ઇટાલીને આધારે જેને પ્રાપ્ત કરી શકવાના નથી એમ જોઈને તેમણે

લોકશાહીનો જ ઉચ્છેદ કર્યો. એટલે કે, લોકશાહી માટેના પ્રેમ કરતા સામ્રાજ્યશાહીનો લોભ જ્યારે વધારે પ્રબળ થાય છે, ત્યારે ફાશીવાદનો—મૂડીવાદી રાષ્ટ્રીય લશ્કરશાહીનો—ઉદય થાય છે. જર્મની અને ઈટલી તરફથી પોતાના સામ્રાજ્યને જોખમ થવાનો સભવ છે એમ દેખાવા લાગ્યુ ત્યારથી બ્રિટન અને ફ્રાન્સમા પણ એ વૃત્તિ જોર પકડતી ગઈ છે, પણ તે સફળ કરવાને માટે જે ઉત્સાહ અને સાહસ જોઈએ છે, તે ગુણો આ રાષ્ટ્રોમા હવે રહ્યા હોય એમ દેખાતુ નથી અનેક વરસોના સામ્રાજ્યના ઉપભોગથી આ રાષ્ટ્રો નિર્વીર્ય થયા છે, અને લોકશાહી વિષેની તેમની નિષ્ઠા મદ થઈ હોય તોપણ મૂડીવાદને આધારે અનિયત્રિત પક્ષસત્તા સ્થાપન કરીને રાષ્ટ્રીય લશ્કરશાહીનો ડકો વગાડવાની તાકાત પણ તેમનામા રહી હોય એમ દેખાતું નથી તત્ત્વનિષ્ઠાની દૈવી વૃત્તિ લુપ્ત થઈ છે અને આસુરી સસ્કૃતિ નિર્માણ કરવાનું સામર્થ્ય પણ તેમનામા દેખાતુ નથી લોકશાહી સસ્કૃતિ વિષે તેમની જો સાચી નિષ્ઠા હોય તો તેની સાથે વિસગત એવા મૂડીવાદનો તેમ જ સામ્રાજ્યશાહીનો સ્વેચ્છાથી અત આણવા તેમણે તૈયાર થવુ જોઈએ.

**૪૭. લોકશાહી રાષ્ટ્રોમાં જોમ કેમ રહ્યુ નથી?**

પણ એમ કરવા જેટની આદર્શનિષ્ઠા આજે આ લોકશાહી રાષ્ટ્રોમા રહી નથી સામ્યવાદી અને ફાશી તત્ત્વજ્ઞાનના પુરસ્કર્તાઓ પોતાના ધ્યેય માટે જેટલો ત્યાગ કરવા તૈયાર છે તેટલો ત્યાગ કરવા લોકશાહીના પુરસ્કર્તાઓ તૈયાર હોય

એમ દેખાતુ નથી. આનુ કારણ શુ? આજે જે રાષ્ટ્રો પોતાને લોકશાહીના પુરસ્કર્તાઓ કહેવડાવે છે, તેમની વિચારસરણીમાં સ્વાર્થત્યાગના સિદ્ધાન્તને પૂરતુ પ્રાધાન્ય આપવામાં આવ્યુ નથી. વ્યક્તિવાદ એ જ તેમનુ સામાજિક તત્ત્વજ્ઞાન બનેલુ છે, અને એ વ્યક્તિવાદને ભૌતિક સુખવાદનું સ્વરૂપ આપવામા આવેલુ છે. દરેક વ્યક્તિ પોતાનુ સુખ માધવાનો પ્રયત્ન કરે તો સરવાળે રાષ્ટ્રનુ કે સમાજનુ સુખ આપોઆપ સધાય જ છે, એવુ ભ્રામક તત્ત્વજ્ઞાન આ રાષ્ટ્રોમા રૂઢ થવાથી તે દેશના લોકો સુખવાસી અને સ્વાર્થપરાયણ થયા છે. તેમની સરખામણીમા ફાશી અને સામ્યવાદી તત્ત્વજ્ઞાનો ત્યાગપ્રધાન છે અને વ્યક્તિના સુખને તેમ જ સ્વાર્થને કર્તવ્યની ભાવનાથી મર્યાદિત કરનારા છે. ફાશી તત્ત્વજ્ઞાન રાષ્ટ્રવાદી છે, જ્યારે સામ્યવાદી તત્ત્વજ્ઞાન સમાજવાદી છે. રાષ્ટ્રવાદ રાષ્ટ્રને માટે અને સમાજવાદ આર્થિક સમતા અને એકવર્ગીય સમાજના ધ્યેયો માટે વ્યક્તિને ત્યાગ કરવાનો ઉપદેશ કરે છે. રાષ્ટ્રવાદને લીધે રાષ્ટ્રીય અહંકાર જાગ્રત થાય છે અને તેથી બીજા રાષ્ટ્રો માટે દૂધ પેદા થાય છે, અને સામ્યવાદી વર્ગયુદ્ધની નીતિને લીધે વર્ગીય અહંકાર અને મૂડીદાર વર્ગનો દ્વેષ ઉત્પન્ન થાય છે. અહંકાર અને દ્વેષથી મિશ્ર થવાથી આ ત્યાગ સાત્ત્વિક ન ગણાય એ સાચુ છે. પણ વ્યક્તિવાદને લીધે તો માણસો ત્યાગ માટે તૈયાર જ થતા નથી. દરેક જણ પોતપોતાનો સ્વાર્થ સાધે તો સમાજહિત આપોઆપ સિદ્ધ થશે એ

ના ઉપર મૂડીવાદી લોકશાહી રાષ્ટ્રોની સંસ્કૃતિ રચાયેલી

હોવાથી તેનામાં ત્યાગનું તેજ અને જોમ જરા પણ રહ્યાં નથી.

૪૮. વ્યક્તિવાદનું શ્રેષ્ઠ અને સાચું સ્વરૂપ

વ્યક્તિવાદનું સાચું સ્વરૂપ ઉપર કહ્યું છે તેના કરતાં ચડિયાતું છે. પોતાના અંતઃકરણની આજ્ઞાને તાબે થવા માટે ગમે તેવી હાડમારીઓ વેઠવા માટે તૈયાર થવું અને તેની આજ્ઞાથી વિરુદ્ધ હોય એવી કોઈ પણ આજ્ઞા આગળ ગરદન ઝુકાવવી નહિ, એ વ્યક્તિવાદનુ સાચું સ્વરૂપ છે. આ વ્યક્તિવાદમાં સત્યનિષ્ઠા અગ્રસ્થાને હોય છે અને એ સત્યનિષ્ઠા ખાતર પોતાનું સુખ જતું કરવાની કર્તવ્યભાવનાનો સમાવેશ થાય છે. પણ આવો શ્રેષ્ઠ પ્રકારનો વ્યક્તિવાદ આજના મૂડીવાદી લોકશાહી રાષ્ટ્રોમાં રહ્યો નથી; અને મૂડીવાદી વ્યક્તિવાદ એ આ ચડિયાતા વ્યક્તિવાદને મારક છે. સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન પણ વ્યક્તિવાદી જ છે; પણ તેમાં રહેલો વ્યક્તિવાદ સ્વાર્થ, સુખાસક્તિ અને અહંકારથી તદ્દન અલિપ્ત હોવો જોઈએ, એવો નિયમ છે. લોકશાહી સંસ્કૃતિને માટે વ્યક્તિવાદની જરૂર છે ખરી, પણ એ વ્યક્તિવાદ મૂડીવાદી વ્યક્તિવાદ નથી. સત્યાગ્રહી વ્યક્તિવાદ એ લોકશાહી સંસ્કૃતિનો તારક બની શકશે, બલ્કે યુરોપના લોકશાહી દેશો સત્યાગ્રહી વ્યક્તિવાદની દીક્ષા લે તો જ પોતાની સંસ્કૃતિ ટકાવવાનું સામર્થ્ય તેમનામાં આવી શકશે; નહિ તો ફાશીવાદ અને સામ્યવાદ એ બે નવા પંથના જોરાવર દુશ્મનો સામે આ લોકશાહી રાષ્ટ્રો પોતાનું રક્ષણ કરવા પણ ભાગ્યે જ સમર્થ થશે. સુખાસક્તિ,

વ્યક્તિગત સ્વાર્થ, અને અનિબંધ હરીફાઈના પાયા ઉપર જે રાષ્ટ્રોની સંસ્કૃતિ રચાયેલી છે, તેમનામાં કર્તવ્યનિષ્ઠા અને સ્વાર્થત્યાગની વૃત્તિ કેળવાય એ અશક્ય છે; અને એ ગુણોને અભાવે તેમનાં સામર્થ્ય અને તેજ નષ્ટ થયા વિના રહેશે નહિ. ગયા મહાયુદ્ધની પૂર્વે પચાસ પોણોસો વરસ સુધી બ્રિટિશ, ફ્રેંચ અને અમેરિકન રાષ્ટ્રોની જે ભૌતિક આબાદી થઈ, તેમ જ જે પરોપજીવિતાની વૃત્તિ તેમનામાં ઘર કરી બેઠી, તેને પરિણામે તેમની કર્તવ્યનિષ્ઠાનો અને ત્યાગવૃત્તિનો લોપ થયો અને તેમના વ્યક્તિવાદને હીન સ્વરૂપ પ્રાપ્ત થયું છે. કેટલોક વખત 'સુબુદ્ધ સ્વાર્થ' (એન્લાઇટન્ડ સેલ્ફ-ઈન્ટરેસ્ટ) એ જ તેમનો નૈતિક આદર્શ અથવા ધર્મ બન્યો. પણ આજે તેમના સ્વાર્થમાં બુદ્ધિ કે ડહાપણ પણ રહ્યું હોય એમ દેખાતું નથી. સ્વાર્થને લીધે ડહાપણ અને દીર્ઘદૃષ્ટિ બહેર મારી જાય છે એવો માનસશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. તે સિદ્ધાન્ત અનુસાર આજે આ રાષ્ટ્રો ડહાપણભરેલા દીર્ઘદર્શી સ્વાર્થ પરથી ખસીને સંકુચિત સ્વાર્થાંધતા ઉપર આવી પહોંચ્યાં છે. તેમની આ અવસ્થા પરથી જે રાષ્ટ્રો તેમની પાસેથી લોકશાહી સંસ્કૃતિની દીક્ષા લેવા આજે તૈયાર થઈ રહ્યાં છે, તેમણે યોગ્ય બોધ લેવો ઘટે. અને તે બોધ એ નથી કે, તેમણે સામ્યવાદ કે ફાશીવાદનો સ્વીકાર કરીને લોકશાહીનો ત્યાગ કરવો; પણ અનિયંત્રિત પક્ષસત્તાનો ત્યાગ કરીને તત્ત્વનિષ્ઠ વ્યક્તિવાદના પાયા પર લોકશાહીની રચના કરવી અને મૂડીવાદનો સ્વીકાર કરવો નહિ, એ જ તે બોધ છે.

### ૪૯. વ્યક્તિવાદ, સમાજવાદ અને રાષ્ટ્રવાદનો સમન્વય

સત્યાગ્રહી વ્યક્તિવાદ રાષ્ટ્રવાદથી કે સમાજવાદથી વિસંગત કે તેમનો વિરોધી નથી. બલ્કે એમ પણ કહી શકાય કે, આધુનિક યુરોપમાં વ્યક્તિવાદ, રાષ્ટ્રવાદ અને સમાજવાદ એવાં જે ત્રણ સામાજિક તત્ત્વજ્ઞાનો નિર્માણ થયાં છે તે બધાંને સત્યાગ્રહી વૃત્તિને અભાવે જ વિકૃત સ્વરૂપો પ્રાપ્ત થયાં છે; અને એ બધા વાદોમાં પેદા થયેલી વિકૃતિ દૂર કરીને તેમનો સુંદર સમન્વય કરવાનું સામર્થ્ય સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં છે. આવો સમન્વય જો નહિ થાય તો સમાજવાદ અને રાષ્ટ્રવાદને અનિયંત્રિત પક્ષસત્તાનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે અને લોકશાહીનો લોપ થાય છે. સૂક્ષ્મ વિચાર કરતાં જણાશે કે, લોકશાહીને જેમ વ્યક્તિવાદની જરૂર છે તેવી જ રીતે તેને રાષ્ટ્રવાદ અને સમાજવાદની પણ આવશ્યકતા છે. યુરોપમાં માત્ર રાષ્ટ્રવાદનો અને સમાજવાદનો વિકાસ થતાં થતાં આજે તેમને વ્યક્તિવાદના વિરોધીનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. અને તેથી જ લોકશાહીનેય દગાવી દેનારું વિકૃત સ્વરૂપ રાષ્ટ્રવાદને તેમ જ સમાજવાદને પ્રાપ્ત થયું છે. લોકશાહીવિરોધી રાષ્ટ્રવાદને ફાશીવાદનું અને લોકશાહી વિરોધી સમાજવાદને સામ્યવાદનું સ્વરૂપ આજે પ્રાપ્ત થયું હોય તોપણ, એ તેમનાં સાચાં અને શુદ્ધ સ્વરૂપો નથી, એમ કબૂલ કરવાનો સમય થોડા જ વખતમાં આવશે એવી અમારી અપેક્ષા છે. લોકશાહી સંસ્કૃતિ ઉપર માણસોની ગાઢી શ્રદ્ધા બેસે તો — અને સત્યાગ્રહની મદદથી લોકશાહીને આત્મબળનો આધાર આપીને તેને વધારે

થાય છે, અને સમાજમાં શિસ્ત, નિષ્ઠા અને સામર્થ્ય થોડોક વખત વધેલાં દેખાય અને કેટલીક બાબતોમાં તે થોડોક વખત વધારે કાર્યક્ષમ થયા જેવું લાગે, તોપણ તેના અંતરંગ ઉપર અને ચૈતન્ય ઉપર એની માઠી અસર થયા વિના રહેતી નથી. સ્વતંત્ર વિચારનું, આત્મોદ્ધારનું અને સ્વાવલંબનનું આ ચૈતન્ય નાશ પામવાથી મહાન વ્યક્તિઓ અથવા અસામાન્ય લોકનાયકો નિર્માણ કરવાની તેની યોગ્યતા પણ ઘટી જાય છે. અને કોઈ એક આફત આવી પડતાં સમાજ પોતાની સ્વતંત્રતા અને સુખ ગુમાવીને પરતંત્ર અને દુખી થાય છે. ટૂંકમાં, સમાજમાં રહેલું આ આત્મબળ અને બુદ્ધિબળ કાર્યક્ષમ રહે, તેમનો વિકાસ થાય અને તે પ્રભાવશાળી બને, અને આ ચૈતન્યનું તેજ સમાજની દરેક વ્યક્તિના ચહેરા પર અને તેના વર્તનમાં દેખાઈ આવે, એ વ્યક્તિવાદનું ધ્યેય છે. સામાજિક પરિસ્થિતિની પાર્શ્વભૂમિ સમાજે નિર્માણ કરેલી હોય, તોપણ એ પાર્શ્વભૂમિ ઉપર પોતાના ચારિત્ર્યના આત્મબળથી અને સત્યસંશોધનના બુદ્ધિબળથી પોતાની કાર્યશક્તિનું ચિત્ર પોતે દોરે અને તેમ કરવા માટે જોઈતા સાધનો સમાજની મદદથી અને પોતાના પ્રયત્નથી તે મેળવી લે એવું આ વ્યક્તિવાદી સામાજિક તત્ત્વજ્ઞાન છે અને તે માનવસંસ્કૃતિના ઉદ્ધારને પોષક જ છે.

### ૫૨. બુદ્ધિસ્વાતંત્ર્ય, વૈરાગ્ય અને અભ્યાસ

પણ આ આત્મિક અને બૌદ્ધિક ક્ષેત્રના વ્યક્તિવાદનો વિચાર કરતી વેળાએ આપણે એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, આત્મસ્વાતંત્ર્ય કે બુદ્ધિસ્વાતંત્ર્યની પ્રાપ્તિ કેવળ

બાહ્ય બંધનોના અભાવથી થઈ જતી નથી. મનોનિગ્રહ, અનાસક્તિ અને અભ્યાસ વિના આત્મસ્વાતંત્ર્ય મળી શકતું નથી. બુદ્ધિસ્વાતંત્ર્ય કે મતસ્વાતંત્ર્યનું પણ એમ જ છે. દરેક જણને મત બાંધવાની સ્વતંત્રતા આપી એટલે તેનામાં મત બાંધવાની લાયકાત આવી જાય છે એમ માની લેવું બરાબર નથી. યોગ્ય રીતે મત બાંધવા માટે એક જાતના 'અભ્યાસ'ની અને 'વૈરાગ્ય'ની જરૂર હોય છે. 'અભ્યાસ' એટલે વિચાર કરવાની ટેવ અને 'વૈરાગ્ય' એટલે પોતાના તેમ જ પોતીકાઓના અહંકાર, સ્વાર્થ અને પૂર્વગ્રહોથી અલિપ્ત રહીને સારાનરસાનો અથવા સત્યાસત્યનો વિવેક કરવાનું સામર્થ્ય. કે બુદ્ધિ આ ગુણો કેળવ્યા વિના બાંધવામાં આવેલા મતો કદી પણ સાર્વજનિક હિતને પોષક નહિ થાય. સાર્વજનિક વિષયોને લગતા મતો 'સાર્વજનિક બુદ્ધિ'થી જ — એટલે કે સર્વજનહિત બુદ્ધિથી જ — બંધાવા જોઈએ. મતલબ કે, મતસ્વાતંત્ર્યના અધિકારની સાથે કેટલીક ફરજો અને જવાબદારીઓ પણ ઊભી થાય છે. આ ફરજોનો અમલ કાયદા વડે કરાવી શકાતો નથી. આ ફરજો સામાન્ય જનતામાં કેટલા પ્રમાણમાં પળાય તેનો આધાર લોકમત અને સમાજની એક વ્યક્તિઓના વર્તનના દાખલા ઉપર હોય છે.

### ૫૭. વ્યક્તિવાદ અને સુખવાદ

પશ્ચિમના દેશોમાં વ્યક્તિવાદને 'વ્યક્તિસુખવાદ'નું સ્વરૂપ પ્રાપ્ત થયું, અને દરેક વ્યક્તિ પોતાનો મત બાંધતી વખતે પોતાના સ્વાર્થનું રક્ષણ કરવાની જ દૃષ્ટિ સ્વીકારે તો તેમાં

દિવસ વૈતરું કરીને પણ રોજની જરૂરિયાતો પૂરતા અન્નવસ્ત્ર મેળવવાના પણ સાંસા પડે છે, એવા સમાજમાં વ્યક્તિસ્વતંત્ર્ય અને સામાજિક સમતા છે એમ કહેવું એ કેવળ છેતરપિંડી છે તે જ પ્રમાણે આવા સમાજમાંના માલિક અને મજૂર અથવા તવંગર અને ગરીબને કાયદાથી એક એક મત આપવાનો અધિકાર આપવામાં આવેલો હોય તોપણ તેથી ત્યાંના લોકશાહી રાજતંત્ર ઉપર બન્ને વર્ગોની સરખી જ અસર પડે છે અથવા તેનો રાજ્યકારભાર બન્ને વર્ગોના હિત તરફ એકસરખી નજર રાખીને ચાલે છે એમ કહી શકાય નહિ. લોકમત કેળવવાના વૃત્તપત્ર વગેરે બધાં સાધનો પૈસાદાર વર્ગના હાથમાં હોય છે મતપ્રચારના બીજા સાધનો પણ તેમને જ સહેલાઈથી મળી શકે છે અને સુશિક્ષિત, બુદ્ધિમાન તથા લખવામાં અને બોલવામાં કુશળ પ્રચારકો પણ તેમની જ સેવા કરવા ઇંતેજાર હોય છે વેપાર ઉદ્યોગમાં તેમ જ સરકારી નોકરીમાં કામ કરતો ભણેલો મધ્યમ વર્ગ આ પૈસાદાર વર્ગનો ઓશિયાળો હોય છે, અને સાર્વત્રિક મતાધિકાર દ્વારા ચૂંટાતી પ્રતિનિધિ સંસ્થાઓને પણ તેઓ પોતાના કાબુમાં રાખી શકે છે અથવા તેમને તેઓ વશ કરી શકે છે ઇંગ્લન્ડ, અમેરિકા અને ફ્રાન્સ, એ દેશની રાજ્યસંસ્થાઓ, ત્યાંનાં વર્તમાનપત્રો, અને ત્યાંના સુશિક્ષિત ધંધાદારી મતપ્રચારકો, એ બધા ત્યાંના કારખાનાવાળાઓના કાબુમાં હોય છે, અને ત્યાંની લોકશાહી ધનિક વર્ગની દાસી બની છે, એ બાબતમાં કોઈ પણ નિષ્પક્ષપાત વિચારવાન માણસના મનમાં આજે શંકા રહી નથી આવા સમાજમાંનું વ્યક્તિ

સ્વાતંત્ર્ય એટલે ગરીબ વર્ગને નિચોવવાની તવંગર વર્ગને મળેલી કાયદેસરની છૂટ, એવો અર્થ કરવો પડે છે.)

### ૫૭. સમાજસત્તાક લોકશાહીનું ધ્યેય

(એથી ઊલટું, સમાજસત્તાક લોકશાહીમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો લાભ દરેક માણસને શી રીતે મળી શકે છે તે જુઓ: કારખાનાં, જમીનો, ખાણો, વગેરે ધનોત્પાદનનાં બધાં સાધનો સમાજની સાર્વજનિક માલિકીનાં થવાથી સમાજમાં કેવળ માલકીહકને જોરે વગર મહેનતે કોઈ પણ જાતનું કામ કર્યા વિના જીવવાનો હક કોઈને પણ રહેશે નહિ. પૈસો મેળવવા માટે દરેક જણને સમાજની પ્રત્યક્ષ સેવા કરવી એ જ એક માર્ગ રહેશે, અને મૂડીનું વ્યાજ, જમીનની સાથ અને વેપારનો નફો એ આજના સમાજમાં કાયદેસર ગણાતા, વગર મહેનતે પૈસો મેળવવાના માર્ગો બંધ થશે. એટલે કે મૂડીદાર અને મજૂર એ વર્ગભેદ નાબૂદ થઈને બધા જ સમાજના સેવક બનશે અને સામાજિક સંપત્તિના માલિક બનશે. બાળકો, ઘરડાંઓ અને માંદાંઓની વ્યવસ્થા કરવા માટે જોઈતો પૈસો સમાજની અધિકારી આવકમાંથી ખરચ કરવામાં આવશે, અને કેળવણી, આરોગ્ય તથા નૈતિક ઉન્નતિ માટે બધાને સરખી તક મળશે. શ્રમ, વિશ્રાન્તિ અને ઉપભોગની વહેંચણી સમાન અને ન્યાયને અનુસરીને થશે અને દરેક જણને તેની મહેનતનો કેટલો બદલો મળવો જોઈએ તે સમાજની મારફતે નક્કી કરવામાં આવશે. એ તો દેખીતું જ છે કે, એ ધોરણ નક્કી

કરતી વખતે રાજ્યપદ્ધતિ લોકશાહીની હોવાથી દરેક જણને પોતાનો મત સમાજ આગળ રજૂ કરવાની તક મળશે; તેવી જ રીતે પ્રત્યેક કારખાનામાં કામ કરનારાઓને તેમ જ દરેક ધંધાના લોકોને પોતાની પરિસ્થિતિનું નિયંત્રણ કરવાનું મર્યાદિત સ્વરાજ્ય પણ આપવામાં આવશે; અને બધી સત્તા એક જ મધ્યવર્તી સરકારમાં કે સંસ્થામાં કેન્દ્રિત ન કરતાં તે દરેક વિભાગમાં અને વ્યવસાયસંઘમાં વહેંચી આપવામાં આવશે. સત્તાનું આવું વિકેન્દ્રીકરણ સ્થાનિક સ્વરાજ્ય અને ધંધાવાર સ્વરાજ્ય (લોકલ એન્ડ ફંક્શનલ સેલ્ફ-ગવર્મેન્ટ) દ્વારા કરવામાં આવશે. સત્તાના આવા વિકેન્દ્રીકરણની જેમ જ ઔદ્યોગિક વિકેન્દ્રીકરણ પણ, બને ત્યાં સુધી, કરવામાં આવશે. આમ કરવાથી સમાજતંત્ર વધારે અટપટું ન થતાં તેમનો દરેક વિભાગ સ્વાવલંબી, સ્વયંશાસિત અને બને ત્યાં સુધી સ્વયંપૂર્ણ થશે; અને સમાજના બધા ઘટકોને અને વ્યક્તિઓને પોતાનો સર્વાંગી વિકાસ સાધવાની તક સમાનપણે મળતી રહેશે. આવા સમાજમાં જ બધા સાચું વ્યક્તિસ્વાતંત્ર્ય ભોગવી શકશે અને કોઈ પણ માણસ પોતાના વ્યક્તિસ્વાતંત્ર્યનો ઉપયોગ બીજાને લૂંટવામાં કરી શકશે નહિ. તે જ પ્રમાણે યોગ્ય શ્રમ કરીને પોતાની યોગ્ય હાજતો (જરૂરિયાતો) પૂરી પાડવાની સગવડ દરેક વ્યક્તિને સમાજ મારફતે મળવાથી દરેકના જીવનમાં સ્થિરતા અને નિરાંત આવશે. પોતાના ઘડપણની, માંદગીની તેમ જ પોતાનાં બાળકોની વ્યવસ્થા સમાજની મારફતે થવાની છે

એવા બાંધધરી મળવાથી, વ્યક્તિની ધન કમાવાની ભૂખ ઓછી થશે, સંચય કરવાની જરૂર જણાશે નહિ, વિદ્યા, કળા અને સંસ્કૃતિના વિકાસને માટે અને નિષ્કામ લોકસેવા કરવા માટે પોતાની શક્તિ વાપરવાની સામાજિક બુદ્ધિનો વધારે વિકાસ થશે, અને ગુજરાન ચલાવવા માટે બીજાઓની સાથે હરીફાઈ કરવાની પદ્ધતિ નષ્ટ થવાથી સમાજના બીજા માણસો વિષે અદેખાઈ, અસૂયા, દ્વેષ વગેરે ભાવનાઓ જાગ્રત ન થતા પ્રેમ અને સહકારની સદ્ભાવનાઓ જાગ્રત થશે અને બધાના હૃદયોનો સાચો વિકાસ થશે. સહકાર, સેવા અને સત્યથી ભૌતિક સુખો પ્રાપ્ત થાય છે એવો અનુભવ બધાને થવા માંડે એટલે અંતઃકરણમાંની દુષ્ટ, સંકુચિત અને સ્વાર્થી વૃત્તિઓ નષ્ટ થશે અને પરાર્થ દ્વારા જ સ્વાર્થ સધાય છે એવો અનુભવ લાંબા સમય સુધી થયા પછી મનુષ્યસ્વભાવ પરાર્થી અને નિસ્વાર્થી થવા માંડશે. આ ઉચ્ચ સ્વભાવનો વિકાસ થવાથી કેવળ જડ ભૌતિક સુખો કરતાં માનસિક, બૌદ્ધિક અને આત્મિક સુખો માણસને વધારે રુચતા થશે અને પોતાની હલકી ઇંદ્રિયવૃત્તિઓનો સંયમ કરીને કલોપાસના, સત્યસંશોધન અને સાધુત્વસંવર્ધન કરવામાં રહેલો શ્રેષ્ટ કોટિનો આનંદ લેવામાં જ સાચો વ્યક્તિવિકાસ અને સાચું વ્યક્તિસ્વાતંત્ર્ય છે એમ લોકોને લાગવા માંડશે. સમાજસત્તાક લોકશાહીના પુરસ્કર્તાઓના ધ્યેયનું આ એક આછું દિગ્દર્શન છે.

### ૫૮. સમાજસત્તા અને ખાનગી મિલકત

વ્યક્તિસ્વાતંત્ર્યની જેમ જ ખાનગી મિલ્કતની બાબતમાં પણ આ સમાજની દરેક વ્યક્તિની સ્થિતિ આજના કોઈ પણ મૂડીવાદી સમાજમાંની વ્યક્તિ કરતાં વધારે સંપન્ન હશે. આજના સમાજમાં થોડીક વ્યક્તિઓ માલમિલકતનો હક અમર્યાદપણે ભોગવી શકતી હોવાથી સામાન્ય જનતાને આવશ્યક એવી સંપત્તિ પણ ભોગવવાને મળતી નથી સમાજની ઉત્પાદક સંપત્તિ – કારખાનાં, જમીનો, ખાણો, વેપારી પેઢીઓ વગેરે – સમાજની સાર્વજનિક માલિકીની બનાવવાથી સમાજની દરેક વ્યક્તિને ભોગવવા માટે સંપત્તિનો વધારે અંશ મળી શકશે, અને ઘડપણ, માંદગી, અકસ્માત અને બાળકોના ઉછેરને અંગે તેને જે ખર્ચ કરવું પડે છે તેનો બોજો ઓછો થવાથી, તેને જે કંઈ સંપત્તિ મળશે તેનો વધારે નિરાંતથી અને સમાધાનથી તે ઉપભોગ લઈ શકશે. તે જ પ્રમાણે સમાજની આર્થિક વિષમતા નષ્ટ થવાથી એકવર્ગી સમાજની સ્થાપના થશે એટલે શ્રીમંતોના વિલાસ અને મોજશોખ તરફ જોઈ ને જાગ્રત થનારી વિલાસી વૃત્તિઓ લુપ્ત થશે અને માણસને જે કોઈ ઉપભોગો ભોગવવાના મળશે તેથી તેને વધારે પ્રમાણમાં સંતોષ અને સુખ મળશે ટૂંકમાં, સમાજસત્તાક લોકશાહી સ્થાપન થવાથી મુઠ્ઠીભર વ્યક્તિઓની માનમત્તા અને માલકીહકો નાબૂદ થશે એ સાચું છે, તોપણ એકંદર સમાજની બહુસંખ્ય વ્યક્તિઓનાં સ્વાતંત્ર્ય અને સુખમાં વધારો થશે અને તેમને આજે જેટલી સંપત્તિ ભોગવવા મળે છે તેના કરતાં વધારે સંપત્તિ

ભોગવવા મળશે સમાજમાની બધી વ્યક્તિઓની આજીવિકા, મિલકત અને સ્વતંત્રતાની સલામતી અથવા સ્થિરતા એ જ સાચા વ્યક્તિવાદનું અને સાચી લોકશાહીનું ધ્યેય હોય તો આજના જમાનામાં તે પ્રાપ્ત કરવા માટે મૂડીવાદી લોકશાહી જરાય કામની નથી સમાજસત્તાક લોકશાહી જ તે ધ્યેયની પ્રાપ્તિનું સાચું સાધન છે, એમ દેખાશે

૫ સામ્યવાદના આક્ષેપો

ઉપરના વિવેચન ઉપરથી એમ જણાઈ આવશે કે, સમાજસત્તાક લોકશાહીનું ધ્યેય લોકશાહીના ધ્યેયનું જ વધારે વિકાસ પામેલું સ્વરૂપ છે સામ્યવાદમાં સમાજવાદના ધ્યેયનો સમાવેશ થતો હોવાથી તે લોકશાહી સાથે સુસંગત એવું તત્ત્વજ્ઞાન છે એમ કહી શકાય (પણ તમાની અનિયંત્રિત મજૂરશાહી સ્થાપવાની નીતિ માત્ર લોકશાહી સાથે પૂર્ણપણે વિસંગત છે એ જ દૃષ્ટિથી લોકશાહી અને સામ્યવાદ એ બે વચ્ચેનો વિરોધ અમે આ પ્રકરણમાં દર્શાવ્યો છે આની સામે સામ્યવાદનું એમ કહેવું છે કે મૂડીવાદી સંસ્કૃતિમાંથી સમાજસત્તાક લોકશાહીના ધ્યેયને પહોંચવા માટે થોડા વખત પૂરતી અનિયંત્રિત મજૂરશાહી સ્થાપન કર્યા વિના બીજો ઉપાય નથી કારણ કે, મૂડીદાર વર્ગ પોતાના માનેલા હકો રાજીખુશીથી છોડી દઈને તે સમાજને સોંપી દેવા કદી પણ શાંતિને માર્ગે તૈયાર થશે નહિ જેવી રીતે દાબેર શાહીમાંથી મૂડીવાદી લોકશાહીમાં પ્રવેશ કરતી વખતે મૂડીદાર વર્ગને ક્રાન્તિનો અને વર્ગયુદ્ધનો આશરો લેવો પડ્યો, તેવી જ રીતે મૂડીવાદી લોકશાહીમાંથી સમાજસત્તાક

લોકશાહીમાં, એટલે કે સાચી લોકશાહીમાં પ્રવેશ કરતી વેળાએ મજૂરવર્ગને બીજી ક્રાન્તિ કરવી પડશે, અને ઓછામાં ઓછું થોડા વખત માટે તો અનિયન્ત્રિત મજૂરશાહી સ્થાપન કરવી પડશે. ઠાકોરશાહી એ જેમ એક વર્ગસત્તા હતી તેવી જ રીતે મૂડીવાદી લોકશાહી પણ એક વર્ગસત્તા જ છે, અને કોઈ પણ વર્ગ પોતાના હાથમાની સત્તા બીજા વર્ગના હાથમાં શાંતિથી જવા દેતો નથી એ સિદ્ધાન્ત જેમ ઠકરાતદાર વર્ગને લાગુ પડે છે, તેવી જ રીતે તે મૂડીવાદી વર્ગને પણ લાગુ પડે છે.

**૧૦. બંધારણીય સમાજવાદનો ઉદય અને અસ્ત**

સમાજસત્તાક લોકશાહીના હિમાયતીઓનો આની સામે એવો જવાબ છે કે, જે વખતે ઠાકોરશાહીનો અંત આવ્યો અને લોકશાહીનો જન્મ થયો તે વખતે બહુમતીનું રાજ્ય અને લોકશાહીના ધ્યેયોની કલ્પના પણ કોઈને સૂઝી ન હતી. લોકશાહીના ઉદયની સાથે જ સામાજિક સમતાનું ધ્યેય ઉદય પામ્યું હતું અને તેમાં જ એકવર્ગી સમાજનું સમાજસત્તાક ધ્યેય અંદર સમાયેલું છે. બીજું, લોકશાહીનું રાજ્ય બહુમતીના હાથમાં હોવાથી મૂડીવાદી લોકશાહીમાંથી સમાજસત્તાક લોકશાહીમાં જવા માટે સશસ્ત્ર ક્રાન્તિની અને વર્ગયુદ્ધની આવશ્યકતા નથી. મજૂરવર્ગ ઔદ્યોગિક ક્રાન્તિ પછી બહુસંખ્ય વર્ગ બને છે અને તેને ઇષ્ટ એવી સામાજિક ક્રાન્તિ લોકશાહી રાજ્યતંત્રને આશરો લઈને શાંતિથી અને કાયદેસર માર્ગે પણ તે કરાવી શકે છે. ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને અમેરિકા જેવા જે રાષ્ટ્રોમાં લોકશાહી

સસ્કૃતિ દૃઢમૂળ થઈ છે, તે દેશોમા તો ઓછામા ઓછુ સમાજસત્તાક લોકશાહીની સ્થાપના કરવા માટે વર્ગયુદ્ધની અને અનિયત્રિત મજૂરશાહીની જરૂર નથી, એમ માનનારા પક્ષો તે દેશોમા ઓગણીસમા સૈકાની આખરે નીકળ્યા તેમણે કેવળ બધારણીય નીતિ અખત્યાર કરીને સમાજસત્તાક લોકશાહીનુ ધ્યેય હાસલ કરવાનો પ્રયત્ન એક બે પેઢી સુધી કર્યો ખાસ કરીને ગયુ મહાયુદ્ધ પૂરુ થયા પછી (૧૯૨૦ પછી) ઇગ્લન્ડ અને ફ્રાન્સ એ દેશોમા સમાજવાદી મજૂર પક્ષોને બહુ મહત્ત્વ મળ્યુ અને તેમને હાથે સમાજસત્તાક ક્રાન્તિ બધારણસરને માર્ગે થઈ શકશે એવી આશા ઘણા લોકોને લાગવા માડી. રાષ્ટ્રસઘના કૃપાછત્ર નીચે જર્મની, ઑસ્ટ્રિયા વગેરે મધ્ય યુરોપના રાષ્ટ્રોમાથી જે નાના નાના લોકશાહી રાષ્ટ્રો ઊભા કરવામા આવ્યા તેમા પણ બધારણીય માર્ગે સમાજસત્તાનુ ધ્યેય હાસલ કરવાનો પ્રયત્ન કરનારો એકેક પક્ષ હતો જ. આવી રીતે મહાયુદ્ધ પછી યુરોપમા સર્વત્ર લોકશાહી સંસ્કૃતિ વિજયી નીવડી એવો આભાસ જેમ થયો, તેવી જ રીતે એ માયાસૃષ્ટિમાથી સમાજસત્તાક લોકશાહીનુ ધ્યેય પણ મૂર્ત સ્વરૂપ ધારણ કરશે એવી આશા કેટલાક લોકોને લાગવા માડી હતી. પણ થોડા જ વખતમા ઇટલીમા ફાશીવાદની સ્થાપના થઈ અને મધ્ય યુરોપમાથી લોકશાહીની માયાસૃષ્ટિ ધીમે ધીમે લોપ પામી. ઇગ્લન્ડ અને ફ્રાન્સ જેવા દેશોમા પણ બધારણીય માર્ગે સમાજસત્તાના ધ્યેયને પહોચવા ઇચ્છનારા સમાજવાદી પક્ષો પોતાના સિદ્ધાન્તો છોડી દઈને પદભ્રષ્ટ થયા, અને

રાષ્ટ્રવાદને નામે પ્રતિગામી ક્રાન્તિવિરોધી પક્ષો સર્વત્ર અધિકારારૂઢ થયા ઇંગ્લન્ડ અને ફ્રાન્સ સિવાયના લગભગ બીજા બધા દેશોમા ફાશીવાદની ખુલ્લેખુલ્લી સ્થાપના થઈ, અને એ બે દેશોમા લોકશાહી રાજ્યપદ્ધતિનુ નામ રહ્યુ હોય તોપણ સમાજવાદી પક્ષ તેનો આશરો લઈને પોતાના દેશમા સમાજસત્તાક ક્રાન્તિ કરીને સાચી લોકશાહી નિર્માણ કરી શકશે એવી આશા કે ભીતિ આજે કોઈને પણ રહી નથી

**૧૧ લોકશાહી અને સામાજિક ક્રાન્તિ**

બધારણીય સમાજવાદના આ અપજશનો લોકશાહીના સિદ્ધાન્ત સાથે ઘણો નિકટનો સબધ છે. લોકશાહી રાજ્યપદ્ધતિ અસ્તિત્વમા આવી ત્યારથી બહુજનસમાજને ઇષ્ટ હોય એવો કોઈ પણ ફેરફાર સમાજરચનામા શાતિથી કરાવવાનુ તે એક સાધન છે એમ માનવામા આવતુ હતુ તેના પુરસ્કર્તાઓ એમ સમજતા હતા કે, લોકશાહીની મદદથી સમાજરચનામા ધરમૂળથી પરિવર્તન અથવા ક્રાન્તિ કરાવી શકાશે અને હવે પછી કોઈને પણ સશસ્ત્ર ક્રાન્તિ કરવાની જરૂર જ નહિ રહે પણ બધારણીય સમાજવાદની નિષ્ફળતાને લીધે આ વિશ્વાસને આઘાત પહોચ્યો છે, અને લોકશાહી રાજ્યસસ્થાનો ઉપયોગ નાના નાના સુધારાઓ કરાવવાના કામમા થતો હોય તોપણ જ્યારે સમાજનો આર્થિક પાયો જ બદલીને નવો પાયો નાખવાનો પ્રશ્ન ઊભો થાય છે, અથવા આર્થિક પાયો ઔદ્યોગિક ક્રાન્તિને કારણે બદલાવાથી જ્યારે નવા સિદ્ધાન્તો પર રાજ્યની પુનર્ઘટના કરવાનો સવાલ ઊભો થાય છે, ત્યારે લોકશાહી રાજ્યપદ્ધતિનો આવી

ક્રાન્તિ માટે ઉપયોગ થતો નથી, એવો સાર બંધારણીય સમાજવાદની નિષ્ફળતામાંથી કાઢવામાં આવ્યો. લોકશાહી રાજ્યમાં દૃઢમૂળ થયેલા મૂડીવાદને ઉખાડી નાખવા માટે લોકશાહીનું બંધારણીય રાજકારણ કામમાં આવતું નથી એમ જોતાં જ યુરોપના દરેક દેશમાં ક્રાન્તિકારક સમાજવાદનું ઉર્ફે સામ્યવાદનું તત્ત્વજ્ઞાન ઝપાટાભેર ફેલાવા લાગ્યું. રશિયાની રાજ્યક્રાન્તિમાં મળેલી સફળતાથી સામ્યવાદની બધે બોલબાલા વધી ગઈ અને યુરોપના અનેક સમાજવાદીઓ સામ્યવાદની દીક્ષા લઈને ક્રાન્તિકારક બન્યા. પણ મહાયુદ્ધ પછીના સમયનો યુરોપનો ઇતિહાસ તપાસતાં આજે તો ઓછામાં ઓછું એમ સ્પષ્ટ દેખાય છે કે, સમાજસત્તાક ક્રાન્તિ કરીને મૂડીવાદનો ઉચ્છેદ કરવામાં બંધારણીય સમાજવાદ જેમ નિષ્ફળ નીવડ્યો, તેવી જ રીતે વર્ગયુદ્ધની ક્રાન્તિ કરવામાં સામ્યવાદ પણ નિષ્ફળ નીવડ્યો છે. હવે મૂડીવાદી રાષ્ટ્રો બીજા મહાયુદ્ધમાં ભેરવાયાં છે. આ યુદ્ધને અંતે યુરોપની કેવી અવસ્થા થશે તે કશું જ કહી શકાય તેમ નથી.

### ૧૨. બુદ્ધિબળ, બાહુબળ અને આત્મબળનાં રાજકારણો

આ બધી ઘટનાઓને લીધે બંધારણીય રાજકારણમાંનું બુદ્ધિબળ અને સશસ્ત્ર ક્રાન્તિવાદમાંનું શસ્ત્રબળ કે બાહુબળ એ બે સિવાય સમાજ પાસે પોતાનાં ધ્યેયોનો સ્વીકાર કરાવવાનો અથવા સત્યની સંસ્થાપનાનો ત્રીજો કોઈ માર્ગ છે

કે નહિ, એ તરફ ધ્યાન જાય એ સ્વાભાવિક છે. બુદ્ધિબળના રાજ્યકારણનો અંત આવતાં બાહુબળ ને શસ્ત્રબળ વિના બીજો માર્ગ રહેતો નથી; અને શસ્ત્રબળની ઉપાસના તો લોકશાહીને મારક છે. એ યુરોપમાં તાજેતરમાં બનેલી ઘટનાઓથી સિદ્ધ થયું છે. તેથી હિન્દુસ્તાનમાં સત્યાગ્રહના સ્વરૂપમાં જે આત્મબળનું રાજકારણ આજે ઉદય પામી રહ્યું છે તે તરફ લોકશાહીના પુરસ્કર્તાઓનું ધ્યાન ખેંચાય એ તદ્દન સ્વાભાવિક છે. આત્મબળ એટલે સમાજમાં રહેલી ન્યાયબુદ્ધિનું બળ. સામાન્યપણે સમાજની ન્યાયબુદ્ધિનું બળ પ્રસ્થાપિત રાજ્યસત્તાને ટેકો આપે છે; એટલે કે આપણી રાજ્યસંસ્થા ન્યાયપ્રસ્થાપના કરીને લોકહિત કરે છે એવી સમાજની માન્યતા હોય છે. ઘણી વખત આ માન્યતા ભૂલભરેલી હોય છે. એટલે કે સમાજની ન્યાયબુદ્ધિ જ વિકૃત થયેલી હોય છે. પણ એમ હોવા છતાં રાજ્યસંસ્થાને સમાજની ન્યાયબુદ્ધિનો ટેકો હોય છે એવું જ વહેવારમાં દેખાય છે. વર્ગયુક્ત સમાજમાં જેને વરિષ્ઠ વર્ગ ગણવામાં આવે છે, તેને વરિષ્ઠ ગણવામાં જ સમાજનું હિત છે, એવી માન્યતા અથવા વસ્તુસ્થિતિ જ્યાં સુધી હોય છે ત્યાં સુધી વર્ગસંસ્થાને તેમ જ તેનું સંરક્ષણ કરનારી રાજ્યસંસ્થાને સમાજની ન્યાયબુદ્ધિનો ટેકો છે, એમ કહેવામાં હરકત નથી. આપણા દેશમાં જેવી ચાતુર્વર્ણ્ય સંસ્થા હતી અને તે કુદરતી અથવા ઈશ્વરકૃત છે એમ લોકોને લાગતું હતું, તેવી જ રીતે મધ્યયુગીન યુરોપમાં ચતુર્વર્ગ સંસ્થા—ધર્માધિકારી, ઇજારદાર, વેપારી-પેશ્ન અને દાસો એવા

ચાર વર્ગોની પદ્ધતિ–ઠાકોરશાહીનો અંત આવતા સુધી ચાલુ હતી. વેપારી શાહુકાર વર્ગે ઠકરાતદાર વર્ગની સામે બંડ કરીને લોકશાહીના ધ્યેયની ઘોષણા કરી ત્યારે એકવર્ગી સમાજનું ધ્યેય, એક આદર્શ તરીકે, અસ્તિત્વમાં આવ્યું તેમ છતાં ઔદ્યોગિક ક્રાન્તિને પરિણામે આજે મૂડીદાર અને મજૂર એવો દ્વિવર્ગી સમાજ અસ્તિત્વમાં આવ્યો છે અને તે લોકશાહીના ધ્યેયથી વિસંગત છે એ બુદ્ધિથી સમજાય તેમ છે. આ દૃષ્ટિથી જોતા લોકશાહીને સમાજસત્તાક સ્વરૂપ આપવાની ઇષ્ટતા સમાજની બુદ્ધિને, એટલે કે તેની ન્યાયબુદ્ધિને માન્ય થાય તેમ છે, અને તે જો એવી રીતે તેને માન્ય થાય તો લોકશાહી રાજ્યમાં બંધારણીય માર્ગથી સમાજસત્તાક ક્રાન્તિ કરી શકાશે એવી બંધારણીય સમાજવાદીઓની અપેક્ષા હતી. પણ એ અપેક્ષા આજે નિષ્ફળ નીવડી છે. એનું કારણ એ છે કે, સમાજની ન્યાયબુદ્ધિ કેવળ બુદ્ધિબળથી કે દલીલને જોરે જાગ્રત થતી નથી કઈ નહિ તો પ્રભાવી કે અસરકારક તો નથી જ થતી આ ન્યાયબુદ્ધિ જાગ્રત થઈને પ્રભાવશાળી બને તેટલા માટે ગમે તેવા કષ્ટ વેઠવાનું અને અન્યાય કરનાર સમાજ સાથે અથવા રાજસંસ્થા સાથે અસહકાર કરવાનું અને તેનો અહિંસક પ્રતિકાર કરવાનું આત્મબળ જનતામાં નિર્માણ થવાની જરૂર છે. સમાજની ન્યાયબુદ્ધિને જાગ્રત, સંગઠિત, પ્રતિકારશીલ અને પ્રભાવી બનાવવી, પણ તેને હિંસક થવા ન દેવી, એવી સત્યાગ્રહની નીતિ છે; અને આ નીતિનું અનુસરણ કરવામાં આવે તો કોઈ પણ અન્યાયી રાજ્યસંસ્થા અટકી પડે છે અને અન્યાયી

સમાજરચનાને તોડી નાખીને નવી સમાજરચનાનો પાયો નાખવાનું ક્રાન્તિકાર્ય પાર પડે છે, એવો સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનનો સિદ્ધાન્ત છે. આ નીતિને લીધે રાજ્યસંસ્થાને ખનેધ પહોંચતી હોય, અને તેની ખનેધ થાય એ અપરિહાર્ય થતું હોય, તોપણ તે ખનેધ આખરે અન્યાયી રાજ્યસંસ્થાને જ પહોંચે છે, અને રાજ્યસંસ્થાના વહીવટને અટકાવી પાડવો એ સત્યાગ્રહનો હેતુ નથી હોતો, પણ અન્યાયનો પ્રતિકાર થાય અને ન્યાયની એટલે સત્યની સંસ્થાપના થાય એ જ તેનો ઉદ્દેશ હોય છે. સક્રિય ન્યાયનિષ્ઠાને લીધે અન્યાયને અંતરાય ઊભો થાય એ મનુષ્યસ્વભાવના અને સૃષ્ટિના બંધારણનો જ પ્રભાવ છે. સમાજવ્યવસ્થાને કે રાજ્યતંત્રને તોડી પાડવું એ સત્યાગ્રહનો હેતુ અથવા આશય નથી હોતો, પણ તે બન્નેની ન્યાયના પાયા ઉપર રચના થાય એવો તેનો હેતુ હોય છે. મૂડીવાદી સંસ્કૃતિમાં સમાજસત્તાક ક્રાન્તિ કરવા માટે આ સત્યાગ્રહના ક્રાન્તિશાસ્ત્રનો ઉપયોગ કરવામાં આવે, તો મજૂરશાહીનું અનિયંત્રિત રાજ્યનિર્માણ કરીને લોકશાહીનો અંત લાવવાપણું નહિ રહે, અને લોકસત્તા અને સમાજસત્તા એ બેનો અથવા વ્યક્તિવાદ અને સમાજવાદ એ બેનો સુ[illegible] સમન્વય થશે. તેમ કરવું હોય તો મૂડીવાદી લોકશાહીમાં આ ક્રાન્તિ કરાવવા માટે આત્મબળના રાજકારણના અહિંસક ક્રાન્તિશાસ્ત્રનો આધાર લેવાની જરૂર છે.

### ૧૩. બુદ્ધિબળનું અધૂરાપણું અને આત્મબળની આવશ્યકતા

બુદ્ધિબળ સામાજિક ક્રાન્તિ કરાવવા માટે પૂરતું થતું નથી તેનું કારણ એ છે કે, કેવળ બુદ્ધિ જાતે ન્યાયનિષ્ઠ હોતી નથી, એટલે કે પોતાના સ્વાર્થને, અહંકારને અને પરંપરાને વિરોધી હોય એવા ન્યાયી સિદ્ધાન્તો સ્વીકારવાને તે તૈયાર હોતી નથી. એ ન્યાયી સિદ્ધાન્તો સ્વીકારવાને તૈયાર થાય અને સામાજિક બુદ્ધિ ન્યાયનિષ્ઠ બને તેટલા માટે સમાજના આત્મબળને જાગ્રત, સંગઠિત, પ્રતિકારક્ષમ અને અસરકારક બનાવવું જોઈએ. આધુનિક યુરોપના લોકશાહી રાષ્ટ્રોએ આ આત્મબળ કેળવ્યું નહિ અને સામ્રાજ્યશાહીમાંથી મળતી લૂંટથી અને પારકાની મહેનતથી પુષ્ટ બનીને પોતાની ન્યાયબુદ્ધિ અથવા આત્મબળ મલિન, નિસ્તેજ અને વિકૃત થવા દીધું ત્યાંના સમાજવાદીઓનું બુદ્ધિબળ આ જ કારણે નિસ્તેજ થયું અને લોકશાહીનો વિકાસ થવાને બદલે વિનાશ થવા લાગ્યો છે. લોકશાહી રાષ્ટ્રીયતા નિર્માણ કરવા માગતા લોકોએ આજે આમાંથી યોગ્ય બોધ લેવો જોઈએ એ બોધ કયો છે તે સત્યાગ્રહી ભારતવર્ષ આજે દુનિયાને બતાવી રહ્યું છે

### ૧૪ સત્યાગ્રહ અને રાષ્ટ્રવાદ

અહીં સુધી લોકશાહી અને સત્યાગ્રહની દૃષ્ટિથી વ્યક્તિવાદ અને સમાજવાદનું વિવેચન અમે કર્યું છે ભારતીય સત્યાગ્રહ હજૂ રાષ્ટ્રવાદી સ્વરૂપનો જ છે અને તેથી એ રાષ્ટ્રવાદને

યુરોપના રાષ્ટ્રવાદની જેમ ફાસીવાદનુ સ્વરૂપ પ્રાપ્ત થશે અને તે વ્યક્તિવાદ, લોકશાહી અને સમાજવાદ એ બધા જ સિદ્ધાન્તોનો વિરોધી બનશે એવી ધાસ્તી અથવા એવી આશા ઘણાને લાગે છે તેથી અમે સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનને આધારે વ્યક્તિવાદ, લોકશાહી અને સમાજવાદનો સમન્વય થઈ શકે એમ જે અત્યાર સુધી પ્રતિપાદન કર્યું, તે બધા પ્રતિપાદનના મૂળ ઉપર જ આક્ષેપ થાય એવો સભવ છે. એ આક્ષેપોનો જવાબ આપવા માટે અહી રાષ્ટ્રવાદનો થોડોક વિચાર કરવાની જરૂર છે. વ્યક્તિવાદ અને સમાજવાદની જેમ જ રાષ્ટ્રવાદનો સિદ્ધાન્ત પણ મૂળે તો કલ્યાણકારી અને શુભપરિણામી સિદ્ધાન્ત છે, પણ આધુનિક યુરોપમા તેને વિકૃત સ્વરૂપ પ્રાપ્ત થયુ છે. માનવસસ્કૃતિની પરપરા ખડિત થાય નહિ, દરેક રાષ્ટ્ર પોતાની સસ્કૃતિને આધારે પોતાનો ઉદ્ધાર કરે, એકબીજા સાથે બધુભાવથી વર્તે અને એક બીજાને માટે સ્વાર્થ ત્યાગ કરવાને તૈયાર થાય અને બધાની ઉન્નતિ સાધવા માટે નિસ્વાર્થ બુદ્ધિથી સર્વ લોકો પ્રયત્ન કરે, આ બધા સિદ્ધાન્તોનો રાષ્ટ્રીય ભાવનામા સમાવેશ થાય છે. આ રાષ્ટ્રીય ભાવનાને બે જુદી જુદી પરિસ્થિતિમા બે જુદા જુદા સ્વરૂપો પ્રાપ્ત થાય છે. પોતાના રાષ્ટ્રપર પારકાઓનુ આક્રમણ થતા તેનો પ્રતિકાર કરવા માટે લડનારા રાષ્ટ્રમાં નિર્માણ થતી રાષ્ટ્રીય ભાવના એ તેનું એક સ્વરૂપ, અને પોતાના રાષ્ટ્રની સપત્તિમા, સત્તામાં અને વૈભવમા વધારો કરવા માટે બીજાઓ પર આક્રમણ કરનારા રાષ્ટ્રમા દેખાઈ આવતી રાષ્ટ્રભાવના, એ તેનું બીજું સ્વરૂપ

છે. આ બે રાષ્ટ્રભાવનાઓ એકબીજાથી તદ્દન ભિન્ન છે. પહેલી જેટલી મંગલ છે તેટલી જ બીજી અમંગલ છે. રાષ્ટ્રભાવના માનવસંસ્કૃતિને ઉન્નત કરનારી અને મંગલકારી રહે તેટલા માટે તેણે ન્યાયનિષ્ઠાનું અધિષ્ઠાન કદી પણ છોડવું ન જોઈએ. પોતાના કે પોતાના રાષ્ટ્રના સ્વાર્થ ખાતર બીજાઓ ઉપર આક્રમણ કરવું અથવા પોતાના રાષ્ટ્રમાંના બે વર્ગ વચ્ચેનો કલહ મટાડવા માટે પારકાને લૂંટીને પોતાના રાષ્ટ્રમાંનું વર્ગયુદ્ધ ટાળવું, એ નીતિ અથવા ફિલસૂફી શુદ્ધ રાષ્ટ્રીય ભાવના સાથે વિસંગત છે. સત્યાગ્રહી રાષ્ટ્રીય, ભાવના આવું સ્વરૂપ ધારણ કરે તો તે સત્યાગ્રહી મટી જશે, અને તેમ કરવાનું તેને માટે શક્ય પણ નહિ થાય, કારણ કે, રાષ્ટ્રવાદની ઉપર જણાવેલી વિકૃતિ શસ્ત્રબળની ઉપાસના વિના થઈ શકતી નથી સત્યાગ્રહ અને શસ્ત્રબળની ઉપાસના એ બે વૃત્તિઓ એકબીજાથી વિસંગત હોવાથી સત્યાગ્રહી રાષ્ટ્રવાદ આક્રમક સ્વરૂપ ધારણ કરી શકતો નથી. તે જ પ્રમાણે જે મૂડીવાદને લીધે યુરોપીય રાષ્ટ્રવાદને આજે લશ્કરશાહી સ્વરૂપ પ્રાપ્ત થયું છે, તે મૂડીવાદી સંસ્કૃતિનો પણ સત્યાગ્રહ સ્વીકાર કરી શકે નહિ. ભૌતિક સુખો માટેની આસક્તિ અને સ્વાર્થ સાધનાની વૃત્તિ એ મૂડીવાદના લક્ષણો છે અને તે સત્યાગ્રહની સાથે વિસંગત છે. નિઃસ્વાર્થ સેવા અને અનાસક્તિ, સત્ય અને અહિંસા, એ સિદ્ધાન્તોના પાયા પર અધિષ્ઠિત થયેલી રાષ્ટ્રીયતા મૂડીવાદી લશ્કરશાહીનું સ્વરૂપ ધારણ કરશે એવી ધાસ્તી અથવા એવી આશા કોઈ ને પણ રહેવી જોઈએ નહિ; એટલે જિતાયેલા દેશોમા રાષ્ટ્રવાદને રૂપે જન્મેલો સત્યાગ્રહ

એ રાષ્ટ્ર સ્વતંત્ર થયા પછી આક્રમક રાષ્ટ્રવાદનું અથવા સામ્રાજ્યશાહીનું વિકૃત સ્વરૂપ ધારણ નહિ કરે, પણ પોતાની આત્મનની શક્તિ અંતર્ગત સુધારાઓને માટે વાપરે અને લોકશાહીને વધુ શુદ્ધ બનાવવા માટે તેને સમાજસત્તાક સ્વરૂપ આપે એ જ સ્વાભાવિક છે

### ૧૫. યુરોપનો વિકૃત રાષ્ટ્રવાદ

આધુનિક યુરોપનો રાષ્ટ્રવાદ પ્રથમથી જ પ્રતિગામી પ્રવૃત્તિનો, પરંપરાના રક્ષણને નામે અંતર્ગત સુધારાઓનો વિરોધ કરનારો અને વ્યક્તિવાદ, લોકશાહી અને સમાજવાદ એ સમતાવાદી અને સ્વતંત્રતાવાદી હિલચાલોને તોડી પાડીને પારકાઓ ઉપર આક્રમણ કરનારી સામ્રાજ્યશાહી વૃત્તિનો છે એમ દેખાય છે વ્યક્તિવાદ અને સમાજવાદ એ બે સમતાવાદી અને સ્વાતંત્ર્યવાદી સામાજિક તત્ત્વજ્ઞાનો આધુનિક યુરોપમાં નિર્માણ થયાં તેમણે જ્યારે જ્યારે સશસ્ત્ર ક્રાન્તિના પ્રયત્નો ક્યાં ત્યારે ત્યારે પરંપરારક્ષણને બહાને એ ક્રાન્તિકારક પ્રયત્નોને દબાવી દેવાનું કામ યુરોપમાંના પ્રતિગામી બળોએ રાષ્ટ્રવાદને નામે કર્યું છે આને પરિણામે આધુનિક યુરોપમાં રાષ્ટ્રવાદ એ એક ક્રાન્તિવિરોધી પ્રતિગામી શક્તિ ગણાઈ છે, અને તેને જ આજે ફાશીવાદનું આસુરી સ્વરૂપ પ્રાપ્ત થયું છે એશિયાના રાષ્ટ્રોમાં નિર્માણ થતો રાષ્ટ્રવાદ આ પ્રતિગામી સ્વરૂપના રાષ્ટ્રવાદથી ભિન્ન અને ક્રાન્તિકારક હોય છે પ્રજાસત્તાકી રાષ્ટ્રવાદ આવા જ ક્રાન્તિકારક સ્વરૂપનો હોય જ

છે અને તેનું અંતરંગ અહિંસાવાદી હોવાથી તે આક્રમક રાષ્ટ્રવાદનું સ્વરૂપ કદી પણ ધારણ કરે એ અશક્ય હોય છે. રાષ્ટ્રીય સ્વતંત્રતા મેળવવાનુ નજીકનુ ધ્યેય સિદ્ધ કર્યા પછી યુરોપની વ્યક્તિવાદી અને સમાજવાદી હિલચાલોની જેમ તે અંતર્ગત સુધારણાનુ અને સર્વાંગી ક્રાન્તિનુ કાર્ય હાથ ધરશે. સાચી રાષ્ટ્રીયતા મમતાવાદી અને સ્વતંત્રતાવાદી જ હોવી જોઈએ અને તેનો લોકસત્તાની અને સમાજસત્તાની સાથે વિરોધ ન હોવો જોઈએ. રાષ્ટ્રવાદ એટલે રાષ્ટ્રમાના ઉપલા વર્ગનુ હિત અને નીચલા વર્ગની ગુલામી, તેમ જ રાષ્ટ્રીય વૈભવ એટલે પારકાઓને ગુલામ બનાવીને સ્થાપન કરેલી સામ્રાજ્યશાહી, એ રાષ્ટ્રવાદની વિકૃતિ છે. આ વિકૃત સ્વરૂપની રાષ્ટ્રીયતા વ્યક્તિસ્વાતંત્ર્યની, આર્થિક તથા સામાજિક સમતાની, તેમ જ લોકશાહીની વિરોધી હોય છે. સત્યાગ્રહી રાષ્ટ્રીયતા આથી જુદી જાતની હોવી જોઈએ અને તેણે વ્યક્તિસ્વાતંત્ર્ય, આર્થિક સમતા, લોકસત્તા અને સમાજસત્તા, એ સર્વેની યોગ્ય મર્યાદા ઓળખીને તે બધાનો સમન્વય કરવો જોઈએ સમાજસત્તાક લોકશાહી એ જ સાચી લોકશાહી છે એમ માનનારો સત્યાગ્રહ વ્યક્તિવાદ, રાષ્ટ્રવાદ અને સમાજવાદનો સમન્વય કરી શકશે.

### ૧૬. વ્યક્તિવાદ, રાષ્ટ્રવાદ અને સમાજવાદનો સમન્વય

રાષ્ટ્રવાદ અને સમાજવાદ એ બે વચ્ચે જે મુખ્ય વિરોધ પેદા થાય છે તે મૂડીવાદને કારણે પેદા થનારા વર્ગકલહમાંથી પેદા થાય છે. આ વર્ગકલહનો ફેંસલો

આવશ્યકતા છે તેવી જ રીતે તે સારી રીતે ટકી રહે અને (
વિકાસ થતો રહે તે માટે પણ સત્યાગ્રહની આવશ્યકતા છે
કારણ સત્યાગ્રહનું અંતિમ ધ્યેય આત્મરાજ્ય છે; અને એ
દિશામાં જ સમાજસત્તાક લોકશાહીનો વિકાસ થાય એ જ
તેનો સાચો વિકાસ છે.) આ વિષયનું વધુ વિવેચન છેવટના
પ્રકરણમાં કરવાનો અમારો ઇરાદો છે.

## ૫

## લોકશાહી રાજ્યતંત્ર

(બંધારણ અને કાર્યપદ્ધતિ)

### ૧૭. લોકશાહીનો આદર્શ અને રાજ્યયંત્રનો અરસપરસ સંબંધ

અત્યાર સુધી લોકશાહી રાજ્યસંસ્થાનું તાત્ત્વિક વિવેચન અમે કર્યું છે. આ પ્રકરણમાં આધુનિક લોકશાહી રાજ્યતંત્રના જુદા જુદા પ્રકારો અને તેમના કાર્યોનું વિવેચન અમે કરવા માગીએ છીએ. લોકશાહીના આદર્શની સરખામણીમાં આ રાજ્યતંત્રના બંધારણનો ભાગ એક રીતે ગૌણ છે, કારણ એ જ આદર્શ સિદ્ધ કરવા માટે આજે જે રાજ્યતંત્રનો કે રાજકીય સંસ્થાઓનો ઉપયોગ કરવામાં આવે છે તેનાથી જુદી જાતની સંસ્થાઓનો અથવા જુદી જાતનાં રાજ્યતંત્રોનો ઉપયોગ હવે પછી થવાનો પૂરતો સંભવ છે.

લોકશાહીના આદર્શની સરખામણીમાં વિચાર કરીએ તો તેના રાજ્યતંત્રના બંધારણો જેમ ગૌણ છે તેવી જ રીતે તે ઓછાં ટકાઉ હોય છે અને તેમાં કુદરતી રીતે જ વધારે સુધારણા કરવાનો અવકાશ હોય છે. તેમ છતાં કોઈ પણ સામાજિક આદર્શ સામાજિક સંસ્થાઓને રૂપે જ વ્યક્ત થાય છે અને કાર્ય કરે છે. ધ્યેયો તો કેવળ કલ્પનાગોચર અને અમૂર્ત હોય છે અને તેમને વ્યક્ત કરનારી સંસ્થાઓ જ કેવળ અનુભવગોચર અને મૂર્ત સ્વરૂપમાં હોય છે. ધ્યેયો જેટલાં પૂર્ણ હોય છે તેટલાં તેનાં અનુભવગોચર મૂર્ત સ્વરૂપો પૂર્ણ હોઈ શકતાં નથી. પણ માણસના સુખદુઃખનો આધાર કેવળ અમૂર્ત સામાજિક ધ્યેયો ઉપર હોતો નથી, પણ તે તેમનાં મૂર્ત સ્વરૂપો ઉપર, એટલે કે તેમની સંસ્થાઓ ઉપર, જે સંસ્થાઓ ચલાવનારી

પડે છે. અનુભવના નિરીક્ષણ અને પરીક્ષણમાંથી જ નવા આદર્શોનો ઉદય થયા કરે છે; અને આ અનુભવ આદર્શોનાં મૂર્ત સ્વરૂપોનો, એટલે કે સંસ્થાઓનો જ હોય છે. આ બધી દૃષ્ટિથી લોકશાહી રાજ્યતંત્રોનુ, એટલે તેમના બંધારણોના જુદા જુદા પ્રકારોનુ જ્ઞાન મહત્ત્વનુ છે.

## ૬૮. ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને અમેરિકાનાં બંધારણોનું મહત્ત્વ

આજે ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને અમેરિકા એ ત્રણ દેશો લોકશાહી સંસ્કૃતિના પિયેર સમાં માનવામાં આવે છે. આ ત્રણ દેશોના લોકશાહી રાજ્યબંધારણોના પ્રકાર અનેક દૃષ્ટિએ એકબીજાથી ભિન્ન છે, અને એ પ્રકારભેદો અનુસાર તેમના પરિણામોમાં પણ સારાનરસા તફાવતો પ્રત્યક્ષ જોવામાં આવે છે. ગયા મહાયુદ્ધ પછી લોકશાહીના જે અનેક બંધારણો ઘડવામાં આવ્યા તે ઘડતી વખતે આ ત્રણ દેશોના રાજ્યબંધારણોનુ જ ઓછાવત્તા પ્રમાણમાં અનુકરણ કરવામાં આવ્યુ હતુ, અને તે મહાયુદ્ધની પૂર્વે તો આ ત્રણ દેશોની રાજ્યસંસ્થાઓનુ ઓછુવત્તુ અનુકરણ કર્યા સિવાય લોકશાહી રાજ્યબંધારણ ઘડવાનો બીજો માર્ગ જ નથી એવી સાર્વત્રિક માન્યતા હતી આજે આ દેશોની લોકશાહી ઉપર રાજ્યશાસ્ત્રજ્ઞોનો એટલો વિશ્વાસ જોકે રહ્યો નથી, તોપણ જેમને લોકશાહીનો અભ્યાસ કરવો છે, તેમને માટે ત્યાંના રાજ્યયંત્રોનાં જુદા જુદા અંગોનો અભ્યાસ કરવા જેવુ બીજુ સાધન નથી એમ કહેવામાં હરકત નથી.

## ૧૯. શુદ્ધ લોકશાહી અને લોકસત્તાક રાજાશાહી

લોકશાહી રાજ્યબંધારણોનો અભ્યાસ કરતી વેળાએ તેમના જુદા જુદા નમૂનાઓનો વિચાર કરવો પડે છે. એ નમૂનાઓનું સ્વરૂપ બરાબર સમજાય તે માટે ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને અમેરિકા એ ત્રણ દેશોની રાજ્યસંસ્થાઓનું નિરીક્ષણ કરીએ તો પૂરતું છે. પ્રથમ આપણે ઇંગ્લન્ડ અને ફ્રાન્સ એ બે દેશોનાં રાજ્યબંધારણોનો વિચાર કરીએ. એ બે વચ્ચે પડેલો ભેદ આપણા ધ્યાનમાં એ આવે છે કે, ઇંગ્લન્ડનો રાષ્ટ્રાધિપતિ આનુવંશિક રાજા છે, જ્યારે ફ્રાન્સ દેશમાં રાષ્ટ્રાધિપતિના પદ ઉપર જનતાએ ચૂંટેલા પ્રમુખની નિમણૂક કરવામાં આવે છે. આટલા ઉપરથી પ્રથમ દર્શને કોઈને એમ લાગવાનો સંભવ છે કે, ઇંગ્લન્ડમાં લોકશાહી નથી પણ રાજાશાહી જ હસ્તી ધરાવે છે; પણ આ કેવળ આભાસ છે. ફ્રાન્સ અને અમેરિકા એ બે રાષ્ટ્રોમાં જેટલી લોકશાહી છે તેટલી જ ઇંગ્લન્ડમાં પણ છે; અને પહેલા બે દેશોમાં જેમ લોકશાહીને નામે ધનિક વર્ગનું રાજ્ય ચાલે છે, તેવી જ રીતે ઇંગ્લન્ડમાં લોકશાહીને નામે ત્યાંના ધનિક વર્ગનું જ રાજ્ય ચાલે છે. એટલે અમેરિકા અને ફ્રાન્સની જેમ જ ઇંગ્લન્ડ પણ આધુનિક લોકશાહીનો જ એક પ્રકાર છે એમ માનવું જોઈએ. ઇંગ્લન્ડનો રાજા કેવળ નામનો છે અને સાચી સત્તા તેના પ્રધાનમંડળના જ હાથમાં છે. આ પ્રધાનમંડળને નીમવાનો તેમ જ બરતરફ કરવાનો કાયદેસર વહેવાર ત્યાંના રાજાના નામથી થતો હોય તોપણ એ પ્રધાનોને કાઢવાની અને નીમવાની સાચી સત્તા

આવશ્યકતા છે તેવી જ રીતે તે સારી રીતે ટકી રહે અને ...
વિકાસ થતો રહે તે માટે પણ સત્યાગ્રહની આવશ્યકતા છે.
કારણ સત્યાગ્રહનું અંતિમ ધ્યેય આત્મરાજ્ય છે; અને એ
દિશામાં જ સમાજસત્તાક લોકશાહીનો વિકાસ થાય એ જ
તેનો સાચો વિકાસ છે.) આ વિષયનું વધુ વિવેચન છેવટના
પ્રકરણમાં કરવાનો અમારો ઇરાદો છે.

## ૫

# લોકશાહી રાજ્યતંત્ર

(બંધારણ અને કાર્યપદ્ધતિ)

### ૧૭. લોકશાહીનો આદર્શ અને રાજ્યયંત્રનો અરસ-પરસ સંબંધ

અત્યાર સુધી લોકશાહી રાજ્યસંસ્થાનું તાત્ત્વિક વિવેચન અમે કર્યું છે. આ પ્રકરણમાં આધુનિક લોકશાહી રાજ્યતંત્રના જુદા જુદા પ્રકારો અને તેમનાં કાર્યોનું વિવેચન અમે કરવા માગીએ છીએ. લોકશાહીના આદર્શની સરખામણીમાં આ રાજ્યતંત્રના બંધારણનો ભાગ એક રીતે ગૌણ છે, કારણ એ જ આદર્શ સિદ્ધ કરવા માટે આજે જે રાજ્યતંત્રનો કે રાજકીય સંસ્થાઓનો ઉપયોગ કરવામાં આવે છે તેનાથી જુદી જાતની સંસ્થાઓનો અથવા જુદી જાતનાં રાજ્યતંત્રોનો ઉપયોગ હવે પછી થવાનો પૂરતો સંભવ છે.

## ૧૯. શુદ્ધ લોકશાહી અને લોકસત્તાક રાજાશાહી

લોકશાહી રાજ્યબંધારણોનો અભ્યાસ કરતી વેળાએ તેમના જુદા જુદા નમૂનાઓનો વિચાર કરવો પડે છે એ નમૂનાઓનું સ્વરૂપ બરાબર સમજાય તે માટે ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને અમેરિકા એ ત્રણ દેશોની રાજ્યસંસ્થાઓનુ નિરીક્ષણ કરીએ તો પૂરતું છે. પ્રથમ આપણે ઇંગ્લન્ડ અને ફ્રાન્સ એ બે દેશોના રાજ્યબંધારણોનો વિચાર કરીએ એ બે વચ્ચે પડેલો ભેદ આપણા ધ્યાનમા એ આવે છે કે, ઇંગ્લન્ડનો રાષ્ટ્રાધિપતિ આનુવંશિક રાજા છે, જ્યારે ફ્રાન્સ દેશમા રાષ્ટ્રાધિપતિના પદ ઉપર જનતાએ ચૂંટેલા પ્રમુખની નિમણૂક કરવામા આવે છે. આટલા ઉપરથી પ્રથમ દર્શને કોઈને એમ લાગવાનો સંભવ છે કે, ઇંગ્લન્ડમા લોકશાહી નથી પણ રાજાશાહી જ હસ્તી ધરાવે છે, પણ આ કેવળ આભાસ છે. ફ્રાન્સ અને અમેરિકા એ બે રાષ્ટ્રોમા જેટલી લોકશાહી છે તેટલી જ ઇંગ્લન્ડમા પણ છે, અને પડેલા બે દેશોમા જેમ લોકશાહીને નામે ધનિક વર્ગનુ રાજ્ય ચાલે છે, તેવી જ રીતે ઇંગ્લન્ડમા લોકશાહીને નામે ત્યાના ધનિક વર્ગનુ જ રાજ્ય ચાલે છે. એટલે અમેરિકા અને ફ્રાન્સની જેમ જ ઇંગ્લન્ડ પણ આધુનિક લોકશાહીનો જ એક પ્રકાર છે એમ ગણવુ જોઈએ ઇંગ્લન્ડનો રાજા કેવળ નામનો છે અને સાચી સત્તા તેના પ્રધાનમડળના જ હાથમા છે આ પ્રધાનમડળને નીમવાનો તેમ જ બરતરફ કરવાનો કાયદેસર વહેવાર ત્યાના રાજાના નામથી થતો હોય પણ એ પ્રધાનોને કાઢવાની અને નીમવાની સાચી સત્તા

તેના હાથમાં હોતી નથી, પણ તે સત્તા બ્રિટિશ પાર્લમેન્ટને અને ખાસ કરીને તેમાંની આમની સભાને — એટલે કે લોકપ્રતિનિધિઓની સભાને — હોય છે. આ સભાના બધા સભ્યો લોકોએ ચૂંટેલા હોય છે અને જે પક્ષની બહુમતી આ સભામાં હોય તે પક્ષના આગેવાનની જ વડા પ્રધાન તરીકે નિમણૂક થવી જોઈએ, એવો ઇંગ્લન્ડના રાજ્યબંધારણનો અલિખિત નિયમ છે. રાજા જો આ નિયમનું ઉલ્લંઘન કરે તો તેના રાજ્યકારભારને માટે જોઈતાં નાણાં મંજૂર કરવા તેમ જ લશ્કરને નોકરીમાં રાખવા આમની સભા સંમતિ આપતી નથી. કારણ કે, આ બધું કરવા માટે દર વરસે આમની સભાની મંજૂરી મેળવવાનું કાયદાથી જરૂરનુ હોય છે. આમની સભા દર વરસે આવક અને ખર્ચને તેમ જ લશ્કર રાખવાને મંજૂરી આપે છે અને એ મંજૂરી એક વરસને માટે જ આપવામાં આવે છે. આવી રીતે લશ્કર અને તિજોરી એ બે ઉપર લોકપ્રતિનિધિ સભાની કાયદેસરની સંપૂર્ણ સત્તા સ્થાપન થયેલી હોવાથી રાજાને તે સભાના બહુમતીવાળા પક્ષના આગેવાનને જ પોતાનો વડો પ્રધાન નીમવો પડે છે અને તેને વડા પ્રધાનને જ પોતાની ઇચ્છા પ્રમાણે બીજા પ્રધાનોની નિમણૂક કરીને પોતાનું પ્રધાનમંડળ બનાવવાની છૂટ આપવી પડે છે. આવી રીતે ઇંગ્લન્ડનું પ્રધાનમંડળ રાજાનું નોકર હોય અને તેને નામે દેશનો રાજ્યકારભાર કરતું હોય તોપણ તેના ઉપર રાજાની કશી સત્તા ચાલતી નથી, પણ લોકપ્રતિનિધિ સભાની સત્તા તેની ઉપર ચાલે છે. અને એ પ્રધાનમંડળ લોકપ્રતિનિધિ-સભાને જવાબદાર છે

પ્રમુખ એમ રાજસત્તાનાં બે જુદાં અંગો બનેલાં છે અને એ બેમાંથી કોઈ પણ એક બીજાના તાબામાં નથી. બન્નેની ઉત્પત્તિ સામાન્ય જનતાએ કરેલી ચૂંટણીઓમાંથી જ થાય છે, જ્યારે ઇંગ્લંડ અને ફ્રાન્સ એ દેશોમાંનાં પ્રધાનમંડળો — રાજ્યકારભાર કરનારાં પ્રધાનમંડળો — લોકસભામાંથી ઉત્પન્ન થયેલાં હોય છે અને તેની ઉપર તે લોકસભાની હકૂમત ચાલે છે. ત્યાંના પ્રધાનો લોકસભાના સભાસદો હોય છે, તેની ચર્ચાઓમાં ભાગ લે છે, તેની આગેવાની કરે છે, અને તેનો અવિશ્વાસ પ્રગટ થતાંની સાથે જ રાજીનામાં આપે છે. તે પછી લોકસભાનો વિશ્વાસ ધરાવતું બીજું પ્રધાનમંડળ અધિકાર ઉપર આવે છે. ઇંગ્લંડમાં પ્રધાનમંડળ ઉપર પાર્લમેન્ટનો અવિશ્વાસ જાહેર થતા જ રાજીનામાં આપવાને બદલે પાર્લમેન્ટ બરખાસ્ત કરીને પોતાને અનુકૂળ એવી પાર્લમેન્ટ ચૂંટાઈ આવે છે કે નહિ, તે જોવાનો હક પ્રધાનમંડળને હોય છે; અને જો તેને અનુકૂળ પાર્લમેન્ટ ચૂંટાઈ આવે તો તેને રાજીનામાં આપવાં પડતાં નથી. અલબત્ત, આ નવી ચૂંટણીમાં પ્રધાનમંડળના પક્ષનો પરાભવ થાય, એટલે કે તેના પક્ષની બહુમતી ચૂંટાઈને ન આવે, તો તેને રાજીનામાં આપવાની ફરજ પડે છે. તેમ છતાં, ગમે તેમ થાય તોપણ ઇંગ્લન્ડ અને ફ્રાન્સ એ બે દેશોમા લોકસભાઓમાં જે પક્ષની બહુમતી હોય તે જ પક્ષનુ પ્રધાનમંડળ હોવું જોઈએ એવો નિયમ છે, અને તે લોકસભાને જવાબદાર હોય છે. અમેરિકામાં એવી સ્થિતિ નથી. ત્યાંનો પ્રમુખ એક વાર ચૂંટાય એટલે

ચાર વરસ સુધી તે અધિકાર ઉપર રહે છે અને તેને અથવા તેના મંત્રીઓને લોકસભા તેમના સ્થાન પરથી ખસેડી શકતી નથી. આવી રાજ્યપદ્ધતિને સ્વતંત્ર પ્રધાન-મંડળની અથવા પ્રમુખને અધીન પ્રધાનમંડળની પદ્ધતિ (પ્રેસિડેંશિયલ એક્ઝિક્યૂટિવ) એવું નામ આપેલું છે અને ઇંગ્લન્ડ અને ફ્રાન્સની રાજ્યપદ્ધતિને જવાબદાર પ્રધાનમંડળની પદ્ધતિ (રિસ્પૉન્સિબલ ગવર્નમેન્ટ અથવા પાર્લમેન્ટરી એક્ઝિક્યૂટિવ) એવું નામ આપવામાં આવેલું છે અમેરિકામા પ્રમુખની મુદત ચાર વર્ષની હોય તોપણ લોકસભાની ચૂંટણી બબ્બે વરસે થાય છે. તેથી એક વાર ચૂંટાયેલો પ્રમુખ લોકસભાની બે કારકિર્દી પૂરી થાય ત્યા સુધી અધિકાર ઉપર રહે છે. પ્રમુખની ચૂંટણી થાય છે તે વખતે જ લોકસભાની જે ચૂંટણી થાય છે તેમા જે પક્ષનો પ્રમુખ ચૂંટાઈ આવે, તે જ પક્ષની બહુમતી ઘણુંખરું લોકસભામા પણ ચૂંટાવાનો સંભવ હોય છે. કારણ કે, અમુક એક વખતે કોઈ પણ એક પક્ષ લોકપ્રિય હોય છે અને તેથી તે જ પક્ષ પ્રમુખની જગ્યા અને લોકસભાની મોટા ભાગની જગ્યાઓ પણ મેળવે છે. પણ પ્રમુખની ચૂંટણી થયા પછી ઘણે દિવસે, એટલે કે પ્રમુખની કારકિર્દીના પાછલા ભાગમા, જ્યારે લોકસભાની નવી ચૂંટણી થાય છે, ત્યારે તેમા પ્રમુખ જે પક્ષનો હોય તે જ પક્ષની બહુમતી લોકસભામા ચૂંટાઈ આવે એવો ચોક્કસ સંભવ નથી હોતો. તેથી પ્રમુખ એક પક્ષનો હોય અને લોકસભા તેના વિરુદ્ધ પક્ષની હોય એવું બનવાનો સંભવ

હોય છે. આમ થાય છે ત્યારે એક જાતની કટોકટી ઊભી થાય છે. નીતિ નક્કી કરનારી લોકસભા અને તે નીતિનો અમલ કરનારો પ્રમુખ, એ બે વચ્ચે આવી રીતે તીવ્ર વિરોધ પેદા થાય, એ ઉભય પક્ષે અસંતોષનું કારણ બને છે, અને કેટલીક વખત રાજ્યકારભારમાં મુશ્કેલી ઊભી થાય છે અને રાજ્યતંત્ર અટકી પડવાનું પણ જોખમ ઊભું થાય છે. જે રાષ્ટ્રમાં રાજ્યકારભાર ચલાવનાર પ્રધાનમંડળને દૂર કરવાનો હક લોકસભાને હોય છે, તે રાષ્ટ્રમાં આવી કટોકટી ઊભી થતી નથી. તેથી પ્રમુખ-અધીન સ્વતંત્ર પ્રધાનમંડળની પદ્ધતિ કરતાં લોકસભાને જવાબદાર પ્રધાનમંડળની પદ્ધતિ વધારે સારી છે એમ કહેવું પડે છે. રાજ્યકારભાર કરનારું પ્રધાનમંડળ લોકસભાના વિશ્વાસને પાત્ર હોય ત્યાં સુધી જ અધિકાર ઉપર રહેવું જોઈએ એ જાતની આ પદ્ધતિ છે, અને અગાઉ કહી ગયા છીએ તેમ, તે ઇંગ્લંડ અને ફ્રાન્સ એ બે દેશોમાં ચાલુ છે. યુરોપના બીજા દેશોમાં પણ લોકશાહીની સ્થાપના કરતી વખતે આ જ પદ્ધતિનું અનુકરણ કરવામાં આવ્યું હતું. અને આપણા દેશે પણ આ જ જાતની પદ્ધતિ અસ્તિત્વમાં આણી છે.

એટલે કે ત્યાંની રાજ્યસત્તા અનેક સમાન દરજ્જાનાં કેન્દ્રોમાં વહેંચાયેલી છે. અમેરિકામાં અનેક પેટારાજ્યો છે અને તેમની સત્તા પર કે અધિકાર ઉપર આક્રમણ કરવાની સત્તા મધ્યસ્થ સરકારને નથી. પેટારાજ્યની સરકારોના તેમ જ મધ્યસ્થ સરકારના અધિકાર જે રાજ્યબંધારણને લીધે ઉત્પન્ન થયા છે તે રાજ્યબંધારણને પેટારાજ્યો કે મધ્યસ્થ સરકાર એ બેમાંથી કોઈ પણ બદલી શકતું નથી, અને એ બંધારણને લીધે મધ્યસ્થ સરકારની અને પેટારાજ્યોની સરકારોની સત્તા મર્યાદિત થયેલી છે. ઇંગ્લન્ડ અને ફ્રાન્સમાં એવું નથી. ત્યાં પણ રાજ્યકારભારની સગવડ ખાતર રાજ્યના વિભાગો પાડવામાં આવેલા છે, સ્થાનિક સ્વરાજ્ય જેવી પ્રાદેશિક ક્ષેત્રો પર સત્તા ભોગવનારી સંસ્થાઓ છે, પણ તે બધાની સત્તાની ઉત્પત્તિ મધ્યસ્થ સરકારના કાયદામાંથી થયેલી હોય છે અને તેમની સત્તામાં ઘટાડો કે વધારો કરવાનો કાયદેસર અધિકાર મધ્યસ્થ સરકારને હોય છે. આવા રાજ્યને એકકેન્દ્રી (યુનિટરી) રાજ્ય જ કહેવા જોઈએ, પછી તેના પેટાવિભાગોને રાજ્યકારભારની સગવડ ખાતર મધ્યસ્થ સરકારે ગમે તેટલી સત્તા કેમ ન આપેલી હો. જ્યાં સુધી પેટારાજ્યોની આપેલી સત્તામાં ઘટાડો કે વધારો કરવાની સત્તા મધ્યસ્થ સરકારને હોય ત્યાં સુધી તે રાજ્યને સમવાયી રાજ્ય કહી શકાય નહિ; અને પેટા-વિભાગોમાંની રાજકીય સંસ્થાઓને પેટારાજ્યો પણ કહી શકાય નહિ. પણ એક વાર આ પેટાવિભાગોની સત્તા ઉપર મધ્યસ્થ સરકાર આક્રમણ ન કરી શકે એવી યોજના

બંધારણમાં થાય કે તેની સાથે જ તે રાજ્ય સમવાયી કે 'સંયુક્ત રાજ્ય' એ સંજ્ઞાને પાત્ર થાય છે.

## ૭૨. લોકશાહી રાજ્યબંધારણોનું વર્ગીકરણ

અહીં સુધી લોકશાહી રાજ્યતંત્રના જે જુદા જુદા પ્રકારો વર્ણવ્યા તેમને અનુસરીને તેમનું વર્ગીકરણ કરી શકાય. લોકશાહી રાજ્યના પ્રથમ બે વર્ગ પાડી શકાય તે આ છે: લોકસત્તાક રાજાશાહી (કોન્સ્ટિટ્યૂશનલ મોનાર્કી) અને શુદ્ધ લોકશાહી (રિપબ્લિક). પહેલા વર્ગનો નમૂનેદાર દાખલો ઇંગ્લંડ છે, જ્યારે અમેરિકા અને ફ્રાન્સ એ બે રાજ્યો બીજા વર્ગમાં આવે છે. પણ આ વર્ગીકરણ કરતાં સમવાયી કે એકકેન્દ્રી અને જવાબદાર પ્રધાનમંડળ કે પ્રમુખ-અધીન પ્રધાનમંડળ એ બેઉ કે સિદ્ધાન્તોની દૃષ્ટિથી કરેલું વર્ગીકરણ વધારે મહત્ત્વનું છે. આ સિદ્ધાન્તો અનુસાર લોકશાહી રાજ્યના નીચે મુજબ ચાર વર્ગ થાય છે:

### ૭૩ લોકસભાઓનું બંધારણ અને કાર્યપદ્ધતિ

હવે આપણે લોકશાહી રાજ્યનુ વિશેષ અને મહત્ત્વનુ અંગ જે લોકસભાઓ કે પ્રતિનિધિસભાઓ તેમના બંધારણો અને તેમના કાર્યોનો વિચાર કરીએ. બધા લોકશાહી રાજ્યોમા આ લોકસભાઓનુ બંધારણ દ્વિદલ (બાયકેમેરલ) હોવુ જોઈએ એવી રૂઢિ જ પડી ગઈ છે. આમ ઇંગ્લન્ડની પાર્લમેન્ટના આમની સભા અને ઉમરાવોની સભા એવા બે વિભાગો છે. અમેરિકાની લોકસભાના (કોંગ્રેસના) પણ પ્રતિનિધિસભા (હાઉસ ઑફ રૅપ્રેઝેન્ટેટિવઝ) અને મહાજન સભા (સેનેટ) એવા બે વિભાગ છે. અને ફ્રાન્સમા પણ પ્રતિનિધિસભા (ચેંબર ઑફ ડેપ્યુટીઝ) અને મહાજન સભા (સેનેટ) એવા બે પાંખાની મળીને લોકસભા બનેલી છે. સાધારણ રીતે પ્રતિનિધિસભા આમ જનતાની અને મહાજન સભા એ રાષ્ટ્રના વિદ્યા, ધન, કુળ, અથવા કર્તૃત્વની બાબતમા શ્રેષ્ઠ ગણાતા વર્ગોની પ્રતિનિધિ હોય એવી અપેક્ષા રાખવામા આવે છે. આ બીજી જાતની સભાઓ લોકશાહી વિષેની અશ્રદ્ધાની નિદર્શક છે અને જેમ જેમ લોકશાહીનો વિકાસ થતો ગયો છે, તેમ તેમ તેમની સત્તા ઘટતી ગઈ છે. ઇંગ્લન્ડની મહાજનસભા એટલે ઉમરાવસભા મોટે ભાગે આનુવંશિક સભાસદોની બનેલી છે અને મધ્યયુગની ઠાકોરશાહીના અથવા પૂર્વ પરંપરાના નિરુપદ્રવી અવશેષ તરીકે જ તેનો બચાવ થઈ શકે. તેમ છતા લોકશાહીના વિકાસને તેનો વિરોધ અને

આકાંક્ષી થાય છે અને મૂડીવાદી લોકશાહીમાંથી સમાજ સત્તાક લોકશાહીમાં જવાના માર્ગમાં આ પ્રતિગામી સંસ્થાનો અંતરાય થયા વિના રહેતો નથી, તે જ પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્યના બીજા ઘટકોને લોકશાહીના કે સ્વરાજ્યના હક આપવાની બાબતમાં પણ તેનો હંમેશ વિરોધ હોય છે, અને તેની હસ્તીને લીધે જ અંતર્ગત રાજ્યક્રાન્તિ અથવા સામ્રાજ્યની અંતર્ગત ક્રાન્તિ કર્યા વિના લોકશાહીનો વિકાસ થવા માટે અવકાશ મળવાનો નથી, એવો મત કેટલાયેનો છે તેનું કારણ આ પ્રતિગામી સંસ્થામાં થતી પ્રતિગામી સ્વરૂપની ચર્ચાઓ જ હોય છે જ્યારે અમેરિકા અને ફ્રાન્સની મહાજનસભાઓ લોકોએ જ ચૂંટેલી હોવાથી લોકશાહીના તત્ત્વોને તે એટલી બધી વિરોધી છે એમ ન મનાય અમેરિકાની મહાજનસભાની ચૂંટણી પ્રત્યક્ષ મતદારો મારફતે થાય છે જ્યારે ફ્રાન્સની મહાજનસભાની અપ્રત્યક્ષ રીતે થાય છે, એટલે કે સામાન્ય મતદારો મારફતે તે થતી નથી પણ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના સભાસદો વગેરેના મતદારસંઘો બનાવીને તે મતદારસંઘોની મારફતે તે થાય છે. આ બે દેશની મહાજનસભાના સભ્યોના મત આમ જનતાના હિતોને વિરોધી છે એવી ભાવના ત્યાં છે, અને જેઓ આજની મૂડીવાદી સંસ્કૃતિ બદલવા માગે છે તેમના માર્ગમાં આ સંસ્થાઓ અંતરાયો ઊભા કરે છે બંધારણીય માર્ગે સમાજરચનામાં પરિવર્તન કરાવવા માગતો પક્ષ સફળ થતો નથી તેના જે અનેક કારણો છે, તેમાં આ સંસ્થાઓનું અસ્તિત્વ એ એક કારણ છે, તેમાં શંકા નથી

આમ જનતા આ સભાઓ તરફ અવિશ્વાસની નજરે જ જુએ છે, તેથી આ સભાઓનો થવો જોઈએ તેટલો ઉપયોગ પણ થઈ શકતો નથી અને તેમની સત્તા ઘટાડવાની જ સામાન્ય પણે પ્રવૃત્તિ જોવામાં આવે છે. ખાસ કરીને રાષ્ટ્રીય આવક અને ખર્ચનું નિયંત્રણ અને પ્રધાનમંડળને પદભ્રષ્ટ કરવાનો હક, એ બે બાબતોમાં મહાજનસભાને બદલે પ્રતિનિધિ-સભાને જ બધી સત્તા હોવી જોઈએ, એ મત લોકશાહીના બધા હિમાયતીઓને માન્ય થયો છે. પ્રતિનિધિ-સભા માટેના મતાધિકારની બાબતમાં પુખ્ત ઉંમરનાં બધાં સ્ત્રીપુરુષ નાગરિકોને મત આપવાનો હક હોવો જોઈએ, એ મત તાત્ત્વિક દૃષ્ટિથી સર્વમાન્ય થયેલો છે; તેમ છતાં ફ્રાન્સમાં સ્ત્રીઓને હજી મતાધિકાર મળ્યો નથી. મનુષ્ય સ્વભાવ કેટલો પુરાણપ્રિય અથવા પરંપરાનો ગુલામ છે તે આ ઉપરથી દેખાય છે. બીજુ, કોઈ પણ સુધારણા કેવળ તર્કશુદ્ધ અથવા તાત્ત્વિક દૃષ્ટિથી સુસંગત છે એટલા જ કારણસર તે થઈ જતી નથી; પણ જેઓ એ સુધારો માગે છે તેઓ એ સુધારા વિના સમાજનું કામ ક્યાંક બગડે છે એમ સિદ્ધ ન કરે અથવા સમાજને પોતાને તેમ ન લાગે ત્યાં સુધી તદ્દન સ્વાભાવિક અને નિરુપદ્રવી સુધારો પણ દાખલ કરવા સમાજ તૈયાર થતો નથી, એ પણ આ ઉપરથી દેખાઈ આવે છે. પરંપરાને ચોંટી રહેવાનો સમાજના માનસમાં રહેલો આ તમોગુણ જ બુદ્ધિવાદી રાજકારણના માર્ગમાં એક ભારે મોટો અંતરાય છે. માનવ-

સ્વભાવમાં રહેલી આ વૃત્તિ ઓગણીસમા સૈકાની લોકશાહીના યુરોપીય હિમાયતીઓના ધ્યાનમાં બરાબર આવી ન હતી, અને તેથી જ કેવળ બુદ્ધિબળને જોરે ગમે તેવા સુધારા આપણે કરી શકીશું એવો આશાવાદી આત્મવિશ્વાસ તેમને લાગતો હતો. પણ સામાન્ય જનતાની બુદ્ધિમાં રહેલી પરંપરાનિષ્ઠાનો તમોગુણ અને વર્ગસ્વાર્થ અને વર્ગીય અહંકારમાંથી નિર્માણ થતો રજોગુણ એ બે બુદ્ધિવાદી રાજકારણના પ્રબળ શત્રુઓ છે એમ જણાયું ત્યારથી કેવળ બુદ્ધિબળનું જ રાજકારણ નિસ્તેજ લાગવા માંડયું છે. સાર્વત્રિક મતાધિકારની જેમ જ ગુપ્ત મતદાન પદ્ધતિ પણ લોકશાહીને માટે આવશ્યક છે એમ માનવામાં આવે છે. જો દરેક વ્યક્તિ ન્યાયનિષ્ઠ હોત, પોતાનો મત જાહેર પણે વ્યક્ત કરવાથી થતા બધા પરિણામો સહન કરવા તૈયાર હોત, અથવા બીજાઓના પ્રામાણિક મતો માટે તેમને કનડવાની વૃત્તિ અને તેમની ઉપર અયોગ્ય દબાણ લાવીને પોતાનો મત તેમની ઉપર લાદવાની પ્રવૃત્તિ લોકોમાં ન હોત, તો ગુપ્ત મતદાન પદ્ધતિની જરૂર રહેત નહિ. પણ આજના સમાજમાં રહેતા મનુષ્યના સ્વભાવમાં આટલી ન્યાયનિષ્ઠા, સત્યનિષ્ઠા, સહિષ્ણુતા તથા નીતિધૈર્ય નથી. સામાન્યપણે પ્રતિષ્ઠિત અને ભણેલો માણસ પણ પોતાના મતો વ્યક્ત કરતા ડરે છે, અને બીજાના મતો દબાવી દેતો કે ભીતિ અને લાલચ બતાવીને તેમને ભ્રષ્ટ કરતો અચકાતો નથી. એવો અનુભવ થતો હોવાથી ગુપ્ત મતદાન પદ્ધતિ અસ્તિત્વમાં આવી છે અને સર્વમાન્ય થઈ છે. તેવી જ

રીતે ચૂંટણીઓમા મત અપાતા હોય તે વખતે અધિકારી વર્ગે પૂરેપૂરી તટસ્થતા જાળવવી જોઈએ. આમ થયા વિના સાચો લોકમત શો છે તે સમજાતુ નથી એટલા માટે દરેક દેશનો કાયમનો અધિકારી વર્ગ કોઈ પણ પક્ષના રાજકારણથી અલિપ્ત રહેવો જોઈએ અને રાજ્યના મંત્રી ગમે તે પક્ષના હાથમા જાય તોપણ પ્રધાનમંડળે જે ધોરણ આંકી આપ્યુ હોય તે ધોરણનો તેણે નિ'પક્ષપાત પણે તેમ જ એકનિષ્ઠપણે અમલ કરવો જોઈએ, એ પણ લોકશાહી રાજ્યપદ્ધતિ સફળ થવા માટે અત્યંત જરૂરી છે

### ૭૪. પક્ષાતીત અધિકારી વર્ગ

પક્ષવિશિષ્ટ પ્રધાનમંડળ અને પક્ષાભિમાન રહિત અધિકારી વર્ગ એ બન્ને, લોકશાહી સફળ થાય તે માટે સરખા જ જરૂરના છે પણ અધિકારી વર્ગ પક્ષાભિમાન-રહિત હોવો જોઈએ એનો અર્થ એમ તો ન જ કરવો જોઈએ કે તે લોકશાહીનો હિમાયતી ન હોવો જોઈએ. જે અધિકારી વર્ગના મનમા લોકશાહીથી વિરોધી ભાવનાઓ ઘર કરી બેઠી હોય તેને હાથે લોકશાહીનુ રાજ્યતંત્ર યોગ્ય રીતે ચલાવવામા આવે એવી અપેક્ષા રાખી શકાય નહિ, એટલે અધિકારી વર્ગ પક્ષવિશિષ્ટ રાજકારણથી અલિપ્ત છતા લોકશાહીનો હિમાયતી હોય અને તેની નિષ્પક્ષપાત દેખરેખ નીચે ગુપ્ત મતદાનની પદ્ધતિથી અને સાર્વજનિક મતાધિકારની નીતિથી ચૂંટણીઓ થાય એ લોકશાહીનુ ધ્યેય છે. જેટલા પ્રમાણમા એનો પ્રત્યક્ષ અમલ થાય તેટલા પ્રમાણમા જ

લોકશાહી અમલમાં આવી શકે છે. ચૂંટણીઓની વખતે લાંચરુશવતના અને દમદાટીના જે બનાવો થાય છે તે અટકાવવા એ અધિકારી વર્ગનું મહત્ત્વનું, અત્યંત મહત્ત્વનું કામ છે અને તે કામ તેણે પૂરેપૂરી નિષ્પક્ષપાત બુદ્ધિથી પાર પાડવું જોઈએ.

## ૭૫. લોકસભાનાં કાર્યો અને અધિકાર

હવે આપણે લોકસભાનાં કાર્યો અને અને તેમની કાર્યપદ્ધતિ વિષે થોડો વિચાર કરીએ. લોકસભાઓનું મુખ્ય કાર્ય કાયદા કરવાનું કે ધારા ઘડવાનું હોય છે એમ માનવામાં આવે છે અને તેથી જ તેમને ધારાસભાઓ કહે છે. આ કાયદા ઘડવાના હકમાં જ સરકારી અંદાજપત્રકને મંજૂરી આપવી, આવક અને ખરચને મંજૂરી આપવી અને કરવેરા વસૂલ કરવાની પદ્ધતિ નક્કી કરી આપવી, એ બધાનો સમાવેશ થાય છે; અને તેને જ તિજોરી પરનો કાબૂ કહેવામાં આવે છે. લોકસભાએ પસાર કરેલા કાયદા વિના બીજી કોઈ પણ રીતે તથા તેની મંજૂરી વિના સરકાર કોઈ પણ જાતની આવક ન કરી શકે, તેમ જ કોઈ પણ જાતનું ખરચ ન કરી શકે, એ લોકશાહીનો પ્રાણભૂત હક માનવામાં આવે છે. જે કરોને પ્રજાના પ્રતિનિધિઓની માન્યતા મળી નથી તે જુલમી કરો છે અને તેવા કરો આપવાની નૈતિક જવાબદારી લોકોની નથી ('નો ટૅક્સેશન વિધાઉટ રેપ્રેઝેન્ટેશન') એ સિદ્ધાન્તના આધાર પર જ યુરોપીય લોકશાહીનો વિકાસ થયો છે. આ સિદ્ધાન્તનો અર્થ કેટલાક સમય

સુધી એવો કરવામાં આવતો હતો કે, જેઓ સરકારને પ્રત્યક્ષ કર આપતા નથી તેમને લોકસભામાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર આપવાની જરૂર નથી. પણ અપ્રત્યક્ષ કર લગભગ બધા જ લોકોને આપવા પડે છે અને કાયદા તો બધાને જ પાળવા પડે છે, એનુ ભાન થવા લાગ્યુ, અને ધનવાનોનુ ધન ગરીબો કાયદાનુ પાલન કરે તો જ સલામત રહી શકે છે, એમ દેખાવા લાગ્યુ, ત્યારે કોઈ વિશેષ વ્યક્તિ સરકારને કર આપે કે ન આપે, દરેક નાગરિકને મતાધિકાર મળવો જ જોઈએ, એવો સાર્વત્રિક મતાધિકારનો સિદ્ધાન્ત સર્વમાન્ય થયો. એટલે કાયદા ઘડવા અને કરોને તથા ખરચને મજૂરી આપવી એ લોકસભાના મુખ્ય કર્તવ્યો છે, એમ કહેવાને હરકત નથી. આની પછીનુ લોકસભાઓનુ બીજુ મહત્ત્વનું કર્તવ્ય તે રાજ્યકારભારની નીતિ નક્કી કરવાનુ અને તે નીતિ અનુસાર વહીવટ ચાલે છે કે નહિ તેની દેખરેખ રાખવાનુ હોય છે. રાજ્યકારભારના જુદા જુદા ખાતાંઓને અંગે પ્રશ્નો પૂછીને આ દેખરેખ રાખવાનુ કામ કરવામા આવે છે આવી રીતે પ્રશ્નો પૂછવાના હકને કાન્સમાં ઘણું મહત્ત્વ પ્રાપ્ત થયુ છે અને કોઈ મહત્ત્વના પ્રશ્નનો સતોષકારક જવાબ ન મળવાથી પ્રધાનમડળને રાજીનામુ આપવુ પડે એવા ઘણા પ્રસગો ત્યા ઊભા થાય છે. આ પછીનો લોકસભાનો અત્યત મહત્ત્વનો હક પ્રધાન મડળને બરતરફ કરવા અગેનો છે. અલબત્ત, જે દેશમા પ્રધાનમડળ લોકસભામાથી નિમાય છે અને તેને જ જવાબદાર હોય છે, ત્યા જ લોકસભાને આ હક હોય છે.

અમેરિકાની જેમ જ્યાં પ્રધાનમંડળ પ્રમુખ-અધીન ને લોકસભાથી સ્વતંત્ર હોય છે ત્યાં આ હક લોકસભાને હોતો નથી. લોકસભાના આ હકને મર્યાદિત કરનારો, લોકસભાને તેની મુદત પૂરી થતા પહેલાં બરખાસ્ત કરવાનો હક ઇંગ્લન્ડમાં પ્રધાનમંડળને આપવામાં આવેલો છે. ફ્રાન્સમાં લોકસભાની આવી રીતે ફરી ચૂંટણી કરવા માટે મહાજન સભાના બે તૃતીયાંશ સભ્યોની સંમતિ જરૂરી હોય છે, તેથી ત્યાંનું પ્રધાનમંડળ આ હકનો બહુ ઉપયોગ કરી શક્યું નથી. ઇંગ્લન્ડમાં આ હક હોવાથી ત્યાંનુ પ્રધાન મંડળ વધારે પ્રબળ બની શકે છે, પણ તેનું આ બળ મતદારોનો ટેકો હોય તો જ ટકી શકે છે. એટલે કે લોકસભા અને પ્રધાનમંડળ એ બે વચ્ચે મનભેદ થાય તો લોકમતનો નિર્ણય માગવો એવી પદ્ધતિ ઇંગ્લન્ડમાં છે જ્યારે ફ્રાન્સમાં આવા દરેક વિરોધ પ્રસંગે પ્રધાનમંડળે રાજીનામું આપવું એવો નિયમ છે. આથી કરીને ઇંગ્લન્ડના પ્રધાનમંડળના કરતાં ફ્રાન્સના પ્રધાનમંડળ ઉપર લોકસભાની સત્તા વધારે છે, જ્યારે ફ્રાન્સ કરતાં ઇંગ્લન્ડમાં સામાન્ય મતદારના મતને વધારે માન છે. પ્રધાનમંડળ વધારે પ્રબળ બને અને લોકમતાએ ઉપર ગતપ્રારોની વધારે અસર પડે એ દૃષ્ટિથી ઇંગ્લન્ડમાં પ્રચલિત પદ્ધતિ વધારે ઉપયોગી છે.

### ૭૪ લોકસભા અને પ્રધાનમંડળ : ઇંગ્લન્ડ, અમેરિકા અને ફ્રાન્સ વચ્ચેના તફાવતો

બીજી એક દૃષ્ટિથી જોતાં ઇંગ્લન્ડના પ્રધાનમંડળ કરતાં ફ્રાન્સ અને અમેરિકાનાં પ્રધાનમંડળો ઉપર ત્યાંની લોક-

સભાઓની વધારે સત્તા ચાલે છે અમેરિકા અને ફ્રાન્સમા લોકસભાઓની ચૂટણી થયા પછી રાજ્યકારભારના જુદા જુદા ખાતાઓ પર દેખરેખ રાખનારી અને તેમની નીતિનો વિચાર કરનારી સ્થાયી સમિતિઓ (સ્ટેંડિંગ કમિટીઓ) નીમવામા આવે છે સરકાર જે કોઈ કાયદાઓ કે સૂચનાઓ રજૂ કરે તે બધા તે તે ખાતાની સમિતિને વિચારણા માટે મોકલવામા આવે છે અને તે સમિતિઓ તેમા જે સુધારા સૂચવે તે લોકસભા મંજૂર કરે છે આથી કરીને પ્રધાનમંડળો ઉપર લોકસભાની વધારે સત્તા ચાલે છે ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને અમેરિકાની લોકસભાઓના કાર્યમા બીજો એક મહત્ત્વનો ફરક જોવામા આવે છે અમેરિકાનુ પ્રધાનમંડળ લોકસભાના સભ્યોમાથી નિમાતુ નથી, તેથી તેના તરફથી રજૂ થતા કાયદાના ખરડાઓ ઉપરાંત બીજા અનેક કાર્યકરોના ખરડાઓ ત્યાની લોકસભાઓમા રજૂ થાય છે અને પસાર થાય છે એથી ઊલટુ, ઇંગ્લન્ડ અને ફ્રાન્સના પ્રધાનમંડળો લોકસભામાના બહુમતીવાળા પક્ષોના જ હોવાથી તેઓ જે કાયદાના ખરડાઓ રજૂ કરે તે જ ઘણુખરુ મંજુર થાય છે તેથી કાયદા ઘડવા અને વહીવટ ચલાવવો, એ બન્ને કાર્યોમા પ્રથમ રજૂઆતનો હક, ઇંગ્લન્ડ અને ફ્રાન્સના જેવી જવાબદાર પ્રધાનમંડળોની પદ્ધતિમા, પ્રધાનમંડળ પાસે જ હોય છે લોકસભાઓનુ કાર્ય તેમની નીતિની ચર્ચા કરવાનુ, તેને સંમતિ આપવાનુ અથવા તેને બરતરફ કરવા પૂરતુ જ હોય છે તેથી રાજ્યકારભાર ચલાવવાની અને નીતિ નક્કી કરવાની બધી જવાબદારી અને સત્તા પ્રધાનમંડળના હાથમા

જાય છે અને લોકસભાનો તેની ઉપર વિશ્વાસ હોય ત્યાં સુધી તે પ્રબળ અને કાર્યક્ષમ રહે છે.

### ૭૭. કાયમી અધિકારી વર્ગ

અહીં સુધી લોકસભા, પ્રધાનમંડળ અને રાષ્ટ્રાધિપતિ એ બધાનું વિવેચન થયું. હવે પ્રધાનમંડળના હાથ નીચે કામ કરનારા કાયમી અધિકારી વર્ગનો આપણે વિચાર કરીશું. રાજ્યકારભાર ચલાવવાનો ઘણોખરો ભાર આ કાયમી અધિકારી વર્ગને માથે પડે છે; અને તેની કાર્યક્ષમતા અને કર્તવ્યદક્ષતા પર જ લોકોના હિતનો આધાર હોય છે. આ અધિકારી વર્ગ આખો જન્મારો પોતાના ખાતાઓમાં કામ કરતો હોવાથી અને તેનો તે નિત્યનો જ વ્યવસાય હોવાથી તેને પોતાના ખાતાનું સારું જ્ઞાન થયેલું હોય છે. તે તે વિષયના જાણકાર માણસોની નિમણૂક તે તે ખાતા ઉપર થાય, તેમ જ રાષ્ટ્રને ઇષ્ટ લાગે તે નીતિથી તેઓ તેનો રાજ્યકારભાર એકનિષ્ઠપણે ચલાવે એટલું જ તેમનું કર્તવ્ય છે. રાજ્યકારભારની નીતિ નક્કી કરવી એ આ તજ્જ્ઞોનું કાર્ય નથી, પણ પ્રધાનમંડળે જે નીતિ નક્કી કરી હોય તેનો અમલ કરવામાં પોતાની બધી કુશળતા અને કાર્યક્ષમતા વાપરવી, એ તેમનું કર્તવ્ય છે. તેમની કાર્યક્ષમતાનો આધાર તેમના જ્ઞાન ઉપર, અનુભવ ઉપર તેમ જ તેમની એકનિષ્ઠ કર્તવ્યદક્ષતા ઉપર હોય છે. આ અધિકારી વર્ગે પક્ષવિશિષ્ટ રાજકારણથી અલિપ્ત રહેવાનું હોય છે અને પ્રધાનમંડળમાં થતા ફેરફાર સાથે આ અધિકારી વર્ગમાં ફેરફાર

કરવાનો હોતો નથી તેમની નિમણૂકો કરવામાં વગવસીલો અને પક્ષપાત ન થાય તેટલા માટે પબ્લિક સર્વિસ કમિશન જેવી એકાદ સ્વતંત્ર સંસ્થા સ્થાપીને તેની મારફતે ખુલ્લી હરીફાઈની પરીક્ષાઓ લઈને તેમાં જેમનો નંબર ઉપર આવે તેમને આ વર્ગમાં પ્રવેશ મળે છે ગમે તે નાગરિકને પોતાનામાં જરૂરી પાત્રતા કેળવીને આ વર્ગમાં પ્રવેશ મેળવી શકાશે એવી આશા રાખવાને અવકાશ હોવો જોઈએ તે જ પ્રમાણે રાજ્યના અધિકારી વર્ગની ભરતી જનતાના કોઈ વિશિષ્ટ વર્ગમાંથી ન કરતાં બધા વર્ગોમાંથી તે કરવામાં આવે, એ, રાજકારભાર જનતાને અનુકૂળ થવાની દૃષ્ટિથી, આવશ્યક હોય છે, પણ તેની સાથે જ તેમના જ્ઞાન અને લાયકાતમાં ઘટાડો ન થાય તે માટે પણ કાળજી રાખવી જોઈએ જે સમાજ અનેક જાતિઓ અને વર્ગોમાં વહેંચાયેલો હોય તેમાં બૌદ્ધિક, આર્થિક અને સામાજિક વિષમતા પેદા થાય છે અને એ વિષમતાને લીધે દલિત વર્ગોને અધિકારી વર્ગમાં પ્રવેશ મળવો મુશ્કેલ બને છે અને તેથી જનતામાં અધિકારી વર્ગને માટે આત્મીયતાની ભાવના પેદા થતી નથી એટલા માટે આર્થિક અને સામાજિક દૃષ્ટિથી આમ જનતાની સાથે ગાઢ સંપર્ક હોવો એ અધિકારી વર્ગની કાર્યક્ષમતા અને કર્તવ્યદક્ષતાની દૃષ્ટિથી ઇષ્ટ મનાવું જોઈએ આર્થિક વર્ગભેદને લીધે યુરોપીય લોકશાહીમાં દલિત મજૂર વર્ગને અધિકારી વર્ગની સહાનુભૂતિ મળતી નથી એવી ફરિયાદો સંભળાય છે તેવી જ રીતે દલિત વર્ગના ઉદ્ધારની નીતિ અને કાયદા અમલમાં મૂકવામાં

વરિષ્ઠ અને મધ્યમ વર્ગમાંથી ભરતી કરવામાં આવેલા અધિકારી વર્ગનો સહકાર મળતો નથી એવી ફરિયાદો પણ સાંભળવામાં આવે છે આર્થિક વર્ગભેદને કારણે પશ્ચિમની લોકશાહીના ભાગલા પડી ગયા છે અને તે વિકૃત બની છે, આનો એ જ અર્થ થાય છે કે વર્ગવ્યવસ્થા લોકશાહીના ધ્યેય સાથે વિસંગત અને વિસંવાદી છે લોકસભા જો એક વર્ગી સમાજ સ્થાપવાનો પ્રયત્ન કરે તો તેની સામે બળવો કરવામાં આ અધિકારી વર્ગ સામેલ થશે એવી પણ ધારણા ત્યાંના અનેક સમાજવાદીઓએ વ્યક્ત કરી છે આનો અર્થ એવો થયો કે કાયમનો અધિકારી વર્ગ કોઈ પણ પક્ષના પ્રધાનમંડળ સાથે સહકાર કરે, એ સિદ્ધાન્તને ઘણી વ્યાવહારિક મર્યાદાઓ છે સાંસ્કૃતિક ક્રાન્તિને સમયે વરિષ્ઠ વર્ગ સાથે સમરસ થયેલો અધિકારી વર્ગ ક્રાન્તિને અડચણ ઊભી કરીને તેને રોકે અને તે શાંતિથી પાર ન પડે તેના માટે તેનો વિરોધ કરે એવી ધાસ્તી હોય છે સાધારણીય રીતે સાંસ્કૃતિક ક્રાન્તિ કરાવવાના માર્ગમાં આ એક ભારે મુશ્કેલી જ છે અને આવી સંક્રમણાવસ્થામાં સમાજનો અધિકારી વર્ગ પક્ષભેદથી પર રહે એ વ્યાવહારિક દૃષ્ટિથી લગભગ અશક્ય છે અને એટલા પ્રમાણમાં લોકશાહી રાજ્યતંત્રનું ચલાવવાનું પણ મુશ્કેલ બને છે તેથી લોકશાહીના ઉપાસકોએ આ સંક્રમણ કાળમાં પણ અધિકારી વર્ગ પક્ષભેદથી પર રહે તેટલા માટે તે વર્ગમાં દલિત વર્ગ સાથે સમરસ બનેલાઓની ભરતી થાય તે માટે અને ક્રાન્તિ થાય તો પણ તે લોકશાહી તંત્રને અવિરોધી રહીને થાય તે ત્યાં

સુધી તેને એકનિષ્ઠપણે વફાદાર રહેવાની તાલીમ અધિકારી વર્ગને મળે તે માટે દક્ષતા રાખવાની જરૂર છે લોકશાહી રાજ્યની સાર્વભૌમ સત્તા જનસમાજ પાસે હોય છે, અને તેને પોતાના મન પ્રમાણે સમાજરચનામાં પરિવર્તન કરવાનો પૂર્ણ અધિકાર લોકશાહી આપે છે આ સિદ્ધાન્ત અધિકારી વર્ગના મન પર ઠસાવવો જોઈએ નહિ તો એ અધિકારી વર્ગ લોકશાહી રાજ્યતંત્ર તોડી નાખવાના કામમાં પડેનો સામેલ થઈ જાય એવો સંભવ રહે છે એટલા જ માટે આ વર્ગ પક્ષભેદથી અલિપ્ત રહે એ જેટલું આવશ્યક છે, તેટલું જ લોકશાહી સંસ્કૃતિમા તેની અચલ નિષ્ઠા હોય એ પણ જરૂરનું છે તેણે પક્ષભેદથી પર રહેવું જોઈએ એનો અર્થ એવો હરગિઝ નથી થતો કે, તેણે આપખુ અથવા અનિયંત્રિત પક્ષસત્તા અને લોકશાહી એ બન્ને રાજ્ય પદ્ધતિઓને સરખી જ પૂજ્ય ગણવી લોકશાહી રાજ્યના અધિકારી વર્ગના મન પર તેમ જ બુદ્ધિ પર લોકશાહી સંસ્કૃતિના સંસ્કાર ઊંડા ઊતરવા જોઈએ ઇંગ્લન્ડ વગેરે દેશોના અધિકારી વર્ગના મન પર સામાજિક દૃષ્ટિથી પ્રતિગામી મતોની છાપ પડેલી હોય છે એ હવે સ્પષ્ટ થયું છે

## ૭૮ ન્યાયની અદાલતોની સ્વતંત્રતા અને જૂરીની પદ્ધતિ

અહીં સુધી વહીવટી ખાતાઓના અધિકારી વર્ગની બાબતમાં જે કહ્યું છે તે મોટે ભાગે ન્યાયાધિકારીઓ અને અદાલતોને પણ લાગુ પડે છે અદાલતોનું ન્યાય આપવાનું

કાર્ય પક્ષભેદથી પર રહેવુ જોઈએ, તેમ જ રાજ્યકારભાર ચલાવનારા અધિકારીઓનુ નિયત્રણ અદાલતો ઉપર ચાલવુ જોઈએ નહિ ન્યાયસસ્થાપના કરવી એ દરેક રાજ્યનુ મુખ્ય કર્તવ્ય છે, અને તેમા પક્ષપાત થાય છે અથવા સરકારી અધિકારીઓ સામે લોકોને ન્યાય મળતો નથી એવી જનતામા શકા ઊઠે, એ તો રાજ્યની પ્રતિષ્ઠાને હાનિ પહોચાડનારુ દૂષણ છે. તે જ પ્રમાણે ન્યાય કેવળ નિષ્પક્ષપાતપણે મળવો જોઈએ એટલુ જ નહિ, પણ તે મેળવવામા ખર્ચ બહુ ઓછો થવો જોઈએ, અને ગરીબોને તો તે મફત મળે એવી વ્યવસ્થા હોવી જોઈએ ન્યાયના કાર્યોમાથી ફોજદારી ગુનાઓનો ઇનસાફ કરતી વખતે આરોપી ગુનેગાર છે કે નહિ તે કેવળ સરકારી ન્યાયાધીશ નક્કી ન કરે પણ જૂરી એટલે કે સ્વતત્ર નાગરિકોનુ પચ નક્કી કરે, એવો લોકશાહી ન્યાયનો સિદ્ધાન્ત છે સરકાર તરફથી થતા અન્યાયોનુ નિવારણ થવાની ખાતરી લોકોને થાય એ દૃષ્ટિથી, અદાલતોની સ્વતત્રતા અને જૂરીની પદ્ધતિ મહત્ત્વની છે અને નાગરિકોની સ્વતત્રતાની સલામતીનો અને લોકશાહીના વિકાસનો તે આધાર છે, એમ માનવાને હરકત નથી કોઈ પણ વ્યક્તિને સજા થાય તે પહેલા કેવળ સરકારી અધિકારીઓએ જ નહિ પણ પ્રતિષ્ઠિત નાગરિકોએ તે વ્યક્તિને ગુનેગાર ઠરાવેલી હોવી જોઈએ,- એમ જૂરીની પદ્ધતિમા માનવામા આવે છે અને તે યોગ્ય જ છે રાજ્યકારભાર ન્યાયથી ચાલી રહ્યા છે એમ કેવળ તે ચલાવનારા તજ્જ્ઞોને લાગે એટલાથી કામ સરતુ નથી, પણ તે તેમ ચાલે છે એમ સામાન્ય

જનતાને લાગવુ જોઈએ, એવો લોકશાહીનો આદ્ય સિદ્ધાન્ત છે તે જ પ્રમાણે ન્યાયાધિકારીઓ પક્ષપાત કર્યા વિના ન્યાય આપે એટલા માટે તેમની નિમણુક ચૂટણીથી અથવા થોડા વખત પૂરતી ન કરતા તે કાયમની થાય અને કેવળ કાયદાના જ્ઞાન ઉપર તેનો આધાર હોય એ જરૂરનુ છે ન્યાયાધીશોને નોકરી ઉપરથી દૂર કરવાનો હક કારોબારી ખાતાના અધિકારીઓને ન હોવો જોઈએ, અને પ્રત્યક્ષ ગુનો કર્યા વિના તેને કાઢવામા ન આવે એ નિષ્પક્ષપાત ન્યાયની દૃષ્ટિથી આવશ્યક છે જે ઠેકાણે નીતિનો પ્રશ્ન નથી હોતો, પણ વિશિષ્ટ વિદ્યાનુ પ્રાવીણ્ય અને નિષ્પક્ષપાતીપણુ મહત્ત્વના હોય છે, ત્યા ચૂટણીની પદ્ધતિ નુકસાનકર્તા નીવડે છે. કાયદાનો અમલ અને ન્યાયદાન એ બે કાર્યોમા કાયદાનુ જ્ઞાન અને નિષ્પક્ષપણુ એ બેને જેટલુ મહત્ત્વ છે તેટલુ વિશિષ્ટ મતોને કે નીતિને મહત્ત્વ નથી હોતુ એટલા માટે વહીવટ કરનારા કાયમી અધિકારીવર્ગની અને ન્યાયધિકારીઓની નિમણુકમા ચૂટણીનો સિદ્ધાન્ત સ્વીકારવો હાનિકારક નીવડે છે તેથી ઊલટુ, કાયદા ઘડતી વખતે અને નીતિ નક્કી કરતી વખતે લોકમત સાથે સમરસ થવુ અને પોતાના મતને વફાદાર રહેવુ એ ગુણો વધારે મહત્ત્વના હોવાથી, કાયદા ઘડનારી લોકસભાઓ અને મુખ્ય મત્રી, પ્રમુખ અને પ્રધાનમંડળો રચવામા અથવા તેમની નિમણુકમા ચૂટણીઓ અને પક્ષવિશિષ્ટ દૃષ્ટિ સ્વીકારવી આવશ્યક અને યોગ્ય ઠરે છે

## ૫૯ રાજકીય પક્ષો અને સત્યાગ્રહી વૃત્તિ

હવે આપણે રાજકીય પક્ષ એ સંસ્થાનો વિચાર કરીએ લોકશાહી રાજ્યપદ્ધતિનો આધાર જાહેર પ્રશ્નો પર ખુલ્લી ચર્ચા અને મતદાન ઉપર હોવાથી લોકમત કેળવવો, તે વ્યક્ત કરવો તેને અજમાવી જોવો કોઈ ખાસ સવાલો પર તેને કેન્દ્રિત કરવો અને તેની રાજ્યકારભાર પર છાપ પાડવી, એ બધી વસ્તુઓને ઘણું મહત્ત્વ હોય છે આ કાર્યો કરવા માટે જુદા જુદા મત ધરાવનારા લોકોનું સંગઠન કરવું પડે છે અથવા આવા સંગઠનો નિર્માણ થાય એ અપરિહાર્ય અને છે. આવા વિશિષ્ટ મતના પ્રચાર માટે તેમ જ તેને અસરકારક બનાવવા માટે નિર્માણ થતા સંગઠનને રાજકીય પક્ષસંગઠન કહે છે લોકશાહી રાજ્યમાં આવા અનેક પક્ષો આવી રીતે પોતાના મતોની છાપ રાજ્યકારભાર પર પડે અને રાજ્યકારભાર પોતાના મતના લોકોના હાથમાં આવે તે માટે ખુલ્લી રીતે પ્રયત્ન કરે છે બનકે એમ જ કહોને કે, રાજ્યકારભારનું નિયંત્રણ કરવા માટે અથવા રાજ્યતંત્ર પર કાબૂ મેળવવા માટે ચાલતી જુદા જુદા રાજકીય પક્ષો વચ્ચેની હરીફાઈ એ લોકશાહી રાજ્યોનું એક નિત્ય લક્ષણ જ છે પણ આ હરીફાઈ નિષ્કામ લોકસેવા માટે અને સત્ય સંસ્થાપના માટે છે કે સ્વાર્થ સાધના માટે અને કેવળ સત્તા કબજે કરવા માટે છે, તે સમજ્યા વિના તેનાં પરિણામ સારાં આવશે કે માઠાં આવશે તે કહી શકાય નહિ આથી સત્તાભિલાષી રાજકારણ અને તત્ત્વનિષ્ઠ નિષ્કામ સેવાનું રાજકારણ એ બે વચ્ચેનો ભેદ

સ્પષ્ટ કરવો અને સિદ્ધ કરવો એ ઘણુ જ મુશ્કેલ કામ છે. રાજકારણમા પડનારા અને તેની આગેવાની કરનારા લોકો સ્વાર્થ અને સત્તાના લોભથી જેટલા દૂર રહેશે તેટલુ લોકશાહીનુ રાજકારણ વધારે શુદ્ધ રહેશે એ દેખીતુ જ છે પણ રાજકારણમા સત્તાના ઉપભોગથી દૂર રહી શકાતુ જ નથી, કારણ સત્તાનો ઉપયોગ કર્યા વિના રાજકારણ પાર પડી જ શકતુ નથી તેથી સત્તાનો ઉપયોગ કરવા છતા તેના લોભ અને આસક્તિમાથી મુક્ત શી રીતે રહેવુ, એ રાજ્યશાસ્ત્રનો અત્યત વિકટ પ્રશ્ન છે આ સત્તા વાપરવાના કામમા રોકાયેલા લોકો જેમ લોકવચના કરે છે તેવી જ રીતે તેઓ આત્મવચના પણ કરી શકે છે જાણીબૂઝીને અથવા બુદ્ધિપૂર્વક અન્યાય કરનારાઓ કરતા અજાણપણે અન્યાય કરનારા લોકો જ દુનિયામા વધારે મળી આવે છે, અને આત્મવચના કરવાની માનવ બુદ્ધિની કરામતને કોઈ સીમા જ નથી, એમ આધુનિક જમાનાના માનસ શાસ્ત્રીઓ ભારપૂર્વક પ્રતિપાદન કરે છે માણસની આ આત્મવચના કરવાની શક્તિ રાજકીય બુદ્ધિવાદના માર્ગમા એક ભારે મોટી મુશ્કેલી છે અને આ રાક્ષસીનો નાશ કર્યા વિના કોઈ પણ સાચુ રાજકારણ ચલાવી શકાતુ નથી આત્મવચનાની આ વૃત્તિ કે શક્તિ માનવી મનમા રહેલી-સુપ્ત અથવા ગુપ્ત અને હીન પ્રેરણાઓમાથી નિર્માણ થાય છે અને રાજકારણ ખેલનારા કાર્યકુશળ લોકોના અન્તઃકરણમા પણ આવી હીન પ્રેરણાઓ માણસના મનનો એકાએક કબજો લેવાને માટે છુપાઈને દબાઈ બેઠેલી હોય

છે. આ પ્રેરણાઓ એકાએક જ છાપો મારે છે, અને તેના દુમના મોહરૂપે થતા હોવાથી ચિત્તને આકર્ષક લાગે છે. આ સંકટમાંથી પાર પડવા માટે જ રાજકારણને અધ્યાત્મના પાયા પર મૂકવાની જરૂર હોય છે, અને શત્રુ ઉપર વિજય મેળવવા નીકળેલા રાજાને आत्मा जेय सदा राज्ञा ततो जेयाश्च शत्रव ।* (मनु), એવો ઉપદેશ કરવો પડે છે રાજકીય કર્મયોગની અનાસક્તિ અથવા રાજકારણનું અધ્યાત્મીકરણ તે આનું જ નામ રાજકારણનુ આ અધ્યાત્મીકરણ સત્યનિષ્ઠા અને અહિંસા વિના થવાનું નથી રાજાશાહી રાજકારણને આજે લોકશાહી સ્વરૂપ પ્રાપ્ત થયુ છે. પ્રાચીન રાજધર્મનું અધ્યાત્મીકરણ ભગવદ્ગીતા કે મનુસ્મૃતિ જેવા ગ્રંથોએ કરેલુ દેખાય છે અર્વાચીન લોકશાહી રાજકારણનુ અધ્યાત્મીકરણ હજી થયું નથી તે કામ આજે મહાત્મા ગાંધી સત્યાગ્રહી વૃત્તિ અને ફિલસૂફીનો પ્રચાર કરીને કરી રહ્યા છે

## ૮૦. સત્યાગ્રહ સાધનવાદ છે, સિદ્ધાન્તવાદ નથી

લોકશાહી રાજકારણને આધ્યાત્મિક પાયા પર મૂકવાનું આ કામ પૂર્ણપણે પાર પાડવુ હોય તો લોકશાહીમા કાર્ય કરનારા બધા પક્ષોમા સત્યાગ્રહી વૃત્તિ દૃઢ થવી જોઈએ. આનો અર્થ એવો થાય છે કે, સત્યાગ્રહનો કોઈ પણ વિશિષ્ટ મતસંપ્રદાય સાથે, એટલે કે સમાજવાદ, વ્યક્તિવાદ, રાષ્ટ્રવાદ જેવા સમાજરચના સબંધેના વિશિષ્ટ 'વાદ' સાથ

---

* રાજાએ પ્રથમ પોતાની જાત પર કાબૂ મેળવવો જોઈએ અને પછી શત્રુઓ ઉપર

જેમનામાં હોય તે બધા સત્યાગ્રહી છે, પછી તેઓ ગમે તે પક્ષના કે મતના હો. યુરોપની લોકશાહીનો આધાર બુદ્ધિવાદ છે, અને બુદ્ધિ રજોગુણ અને તમોગુણને લીધે મલિન થઈ શકે છે એ જોખમ તેમાં રહેલું છે આ જોખમ ટાળવા માટે બુદ્ધિયોગનું તત્ત્વ જરૂરી છે પણ જેમ બુદ્ધિવાદ એ કોઈ વિશિષ્ટ સપ્રદાય નથી એ જેટલું સાચું છે, તેટલું જ બુદ્ધિયોગ પણ કોઈ વિશિષ્ટ મતસપ્રદાય નથી એ જાણવું જોઈએ નહિ બુદ્ધિયોગી શ્રીકૃષ્ણના જેવો સેશ્વરવાદી હોય, શકરાચાર્યના જેવો અદ્વૈતવાદી હોય, અથવા ગૌતમ બુદ્ધના જેવો અજ્ઞેયવાદી કે નિરીશ્વરવાદી પણ હોય બુદ્ધિવાદ એ કોઈ સિદ્ધાન્તવાદ નથી પણ સાધનવાદ છે. તે જ પ્રમાણે બુદ્ધિયોગ અથવા સત્યાગ્રહ પણ સિદ્ધાન્તવાદ નથી પણ સાધનવાદ છે, એ ધ્યાનમાં રાખવુ જોઈએ મ ગાધીના બીજા વિશિષ્ટ સિદ્ધાન્તો સાથે સત્યાગ્રહનો નિત્ય સબધ નથી બ્રહ્મ જ્ઞાનની જેમ સામાજિક અને ભૌતિક શાસ્ત્રોમા પણ બુદ્ધિયોગી સત્યાગ્રહી માણસ જુદા જુદા મતોનો પુરસ્કાર કરતો જોવા મળી શકે લોકશાહીમા મળતું વિચારસ્વાતત્ર્ય સત્યાગ્રહને કારણે મર્યાદિત થવુ ન જોઈએ તેમ જો થાય અને બીજા અનેક પક્ષોના જેવો જ સત્યાગ્રહ એક વિશિષ્ટ મતસપ્રદાય બને તો તે સત્યાગ્રહ ન રહે પણ મતાગ્રહ બની જાય અને તેમાથી જ આગળ જતા અનિયત્રિત પક્ષસત્તાનો પણ ઉદ્ભવ થાય. આવા પક્ષના હાથમા રાજ્યસત્તા આવે તો તેનું અહિંસક સ્વરૂપ પણ લુપ્ત થશે અને તે ફાશીવાદનો જ એક પર્યાય બનશે. ટૂકમા સત્યાગ્રહ અને

લોકશાહી એ બેનો નિત્ય સબંધ ટકે એમ માગતા હોઈએ તો સત્યાગ્રહ એક વિશિષ્ટ મતસપ્રદાય છે એવી સમજને બદલે સત્યાગ્રહ એક વિશેષ પ્રકારની મનોવૃત્તિ અને બુદ્ધિયોગ છે એવો તેનો અર્થ રૂઢ થવો જોઈએ લોકશાહીના જુદા જુદા પક્ષોમા આ વૃત્તિ જેટલી દઢમૂળ થશે તેટના પ્રમાણમા લોકશાહીનુ શુદ્ધીકરણ થશે અને જુદા જુદા પક્ષો વચ્ચેની હરીફાઈ ને સ્વાર્થી સત્તાભિલાષી રાજકારણનુ સ્વરૂપ પ્રાપ્ત નહિ થાય.

૮૧ ઈંગ્લન્ડમાંના પક્ષભેદો

આજના લોકશાહી રાજ્યોમા જે પક્ષસગઠનો થયા છે તે તરફ જોતા જુદા જુદા દેશોમા જુદી જુદી સ્થિતિ જોવામા આવે છે ઇંગ્લન્ડમા ઓગણીસમા સૈકામા કોઝર્વેટિવ એટલે પરપરાવાદી અને લિબરલ એટલે પ્રાગતિક એ બે જ પક્ષો હતા આમા એ સૈકાની આખરે મજૂર-પક્ષનો ઉમેરો થયો અને ગયુ મહાયુદ્ધ પૂરુ થયા પછી કેટલોક વખત પાર્લમેન્ટમા પરપરાવાદી, પ્રાગતિક અને મજૂરપક્ષ એમ ત્રણ પક્ષો પડ્યા અને કોઈ પણ એક પક્ષની બહુમતી ત્યા ન થઈ શકે એવી રીતે પાર્લમેન્ટના સભ્યોની સખ્યા વહેચાઈ ગઈ હતી થોડા જ દિવસમા ત્યાના પ્રાગતિક પક્ષનુ બળ છેક જ ઘટી ગયુ અને ત્યા પરપરાવાદી અને મજૂર ઉર્ફે સમાજવાદી એવા બે જ પક્ષ રહ્યા પણ ૧૯૩૦મા રેમ્સે મેકડોનલ્ડ, ફિલિપ સ્નોડન વગેરે મજૂર પક્ષના મુખ્ય નેતાઓ પરપરાવાદી કોઝર્વેટિવ પક્ષને જઈ મળ્યા અને તે નવા પક્ષનુ રાષ્ટ્રવાદી પક્ષ નામ પડ્યુ. બાકી

રહેલા મજૂર પક્ષે તત્ત્વનિષ્ઠાનું સૂચક એવું સમાજવાદી નામ ધારણ કર્યું. હવે ઇંગ્લન્ડમાં ફરી રાષ્ટ્રવાદી અને સમાજવાદી એમ બે જ પક્ષો રહ્યા છે અને રાષ્ટ્રવાદી પક્ષને આજે પાર્લમેન્ટમા પ્રચંડ બહુમતી મળેલી છે. સમાજવાદી પક્ષ સાવ જ નાની સખ્યામા છે. તે જે કાર્ય કરવા માગે છે તે ક્રાન્તિકારક સ્વરૂપનું છે. પણ તે કાર્યને માટે અનુરૂપ સાધન તેની પાસે નથી. તેની પાસે જે બુદ્ધિબળનું સાધન છે તે ક્રાન્તિના કાર્ય માટે પૂરતુ નથી એવી ત્યાના લોકોની ખાતરી થવા લાગી છે, તેથી તે પક્ષ જલદી અધિકાર ઉપર આવે એવી આશા દેખાતી નથી. રાષ્ટ્રવાદી પક્ષ મૂળના પરપરાવાદી પક્ષનો જ નવો અવતાર છે અને મૂડીવાદી અને સામ્રાજ્યશાહી સસ્કૃતિની પરપરા ટકાવી રાખવાનો તે તનતોડ પ્રયત્ન કરી રહ્યો છે. તેની સખ્યાનો આધાર તેની કાર્યશક્તિ કે કુશળતા ઉપર નથી, પણ ઉપલા વર્ગના સ્વાર્થી રજોગુણ અને નીચલા વર્ગના તમોગુણ ઉપર તેનું બળ રહી રહ્યુ છે. મૂડીવાદી અને સામ્રાજ્યશાહી સસ્કૃતિનો જમાનો જ હવે ખતમ થયો હોવાથી આ રાષ્ટ્રવાદી પક્ષને કંઈક પુરુષાર્થ કરીને યશ મેળવવાની તક મળે એવો સભવ દેખાતો નથી. તેમ છતાં સમાજવાદી પક્ષની દુર્બળતા એ જ રાષ્ટ્રવાદી પક્ષનું બળ છે, એ ન્યાયે મૂડીવાદી અને સામ્રાજ્યશાહી સંસ્કૃતિ ઉપર કોઈક પણ ભારે આફત તૈતરી પડે તે વિના રાષ્ટ્રવાદી પક્ષના હાથમાંથી રાજ્યસૂત્રો છટકી જશે એમ લાગતુ નથી. મૂડીવાદી સસ્કૃતિનો જમાનો વીતી ગયો છે એ ઓળખવાનું સામર્થ્ય બ્રિટિશ રાષ્ટ્રમાં

હોત તો તેની આગેવાની સમાજવાદી પક્ષના હાથમાં આવી શકત. પણ આટલું નૈતિક બળ આજે તેનામાં રહ્યું નથી, તેથી કેવળ અન્તર્ગત શક્તિને જોરે મૂડીવાદી સંસ્કૃતિનું પરિવર્તન થઈ શકતું નથી. એટલે બહારથી કોઈ ભારે આઘાતની આફત આવી પડશે ત્યારે જ આ સંસ્કૃતિ રસાતળ જશે અને તેની ઉત્પત્તિ સાથે જ ઉદય પામીને જાહોજલાલીની સ્થિતિએ પહોંચેલું આ રાષ્ટ્ર જ રસાતળ જશે એવાં ચિહ્નો આજે દેખાય છે.

## ૮૨. અમેરિકામાંના પક્ષભેદો

ઇંગ્લન્ડની જેમ અમેરિકામાં પણ બે પ્રમુખ રાજકીય પક્ષો હોય એવી પરંપરા ઘણા વરસોથી ટકી રહી છે. ત્યાંના એ પક્ષોનાં નામ રિપબ્લિકન અને ડેમોક્રેટિક એમ છે. આ નામ જેવી રીતે લગભગ સમાનાર્થક છે—કેમ કે બન્નેનો અર્થ લોકશાહી જ થાય છે—તેવી જ રીતે અમેરિકાના આ બે પક્ષોની નીતિમાં પણ ઝાઝો તાત્ત્વિક ભેદ દેખાતો નથી. અમેરિકાના પક્ષભેદ પ્રથમતઃ ગુલામગીરીની સંસ્થા અને સંરક્ષક જકાતોના સવાલ પરથી નિર્માણ થયા. પોતાને ડેમોક્રેટિક કહેવડાવતો પક્ષ ખેડૂતોનું ઉપરાણું લેતો અને ખેતીના કામ માટે જોઈતા હબસી ગુલામો રાખવાનો ગોરા ખેડૂતોને સનાતન હક છે, અને તે હક નાબૂદ કરવામાં આવે તો ગોરા ખેડૂતોના અને જમીનદારોના માલકીહક ઉપર તરાપ પડે છે એમ પ્રતિપાદન કરતો. તે જ પ્રમાણે તે કારખાનાવાળાઓના હિતરક્ષણને માટે પરદેશી માલ ઉપર નાખવામાં આવતી જકાતોનો ખેડૂતોના હિતરક્ષણને નામે

વિરોધ કરતો અને મુક્ત વેપારની હિમાયત કરતો. તેથી ઊલટું, રિપબ્લિકન પક્ષ એમ પ્રતિપાદન કરતો કે, દેશની આદ્યોગિક ઉન્નતિ માટે સંરક્ષક જકાતો નાખવી જોઈએ અને ગુલામગીરીની સંસ્થા નાબૂદ કરીને મજૂરોને પોતાની મજૂરી હરીફાઈના બજારભાવે ગમે તેને વેચવાનું અનિર્બંધ કરારસ્વાતંત્ર્ય મળવું જોઈએ. ગુલામગીરી નાબૂદ થવાથી અનિર્બંધ હરીફાઈથી મજૂરી વેચવાના કરારસ્વાતંત્ર્યનો યુગ કારખાનાવાળાઓને માટે લાભદાયી નીવડે છે એવો અનુભવ થવા લાગ્યો એટલે મોટા ભાગના સધ્ધર કારખાનાવાળાઓ અને શાહુકારો ઉર્ફે પેઢીવાળાઓ બધા રિપબ્લિકન પક્ષમાં ઘૂસી ગયા હતા. આવી રીતે ડેમોક્રેટિક પક્ષ એ ખેડૂત-જમીનદારોનો પક્ષ અને રિપબ્લિકન પક્ષ એ કારખાના-વાળાઓનો અને વેપારી પેઢીવાળાઓનો પક્ષ બન્યો. ડેમોક્રેટો મધ્યવર્તી સંયુક્ત સરકારે કરેલા કાયદા ન માનવાનો અને વખત આવ્યે સયુક્ત રાજ્યમાંથી છૂટા પડવાનો પણ હક પેટારાજ્યોને છે એમ કહેતા, કારણ કે આ સંયુક્ત સરકારમા ઘણુંખરું કારખાનાવાળા પક્ષની જ બહુમતી થતી અને તેમની નીતિ ગુલામગીરીની વિરુદ્ધ અને સંરક્ષક જકાતોની તરફેણમા રહેતી. આમાંથી જ ઓગણીસમા સૈકાના પાછલા ભાગમાં ઉત્તર તરફનાં કારખાનાંવાળાં પેટા-રાજ્યો અને દક્ષિણ તરફનાં ખેતીવાળાં પેટારાજ્યો એ બે વચ્ચે જાહેર યુદ્ધ જ શરૂ થયુ. આખરે દક્ષિણ તરફનાં પેટારાજ્યોનો પરાભવ થયો. ગુલામગીરી નાબૂદ થઈ અને સયુક્ત સરકારની સત્તા સર્વોપરી બની. એ જ વખતથી

વાસ્તવિકપણે ડેમોક્રેટિક પક્ષને સ્વતંત્ર ધ્યેય જેવું કશુ જ રહ્યુ નહિ, એટલે કે રિપબ્લિકન પક્ષથી તેની જુદી એવી વિશેષતા કશી રહી નહિ થોડાક વખત સુધી સરક્ષક જકાતોની નીતિને તેણે માન્યતા આપી નહિ, પણ પાછળથી તે પણ આપી. તેથી એ બે પક્ષ એટલે કોઈ ખાસ નીતિનો પુરસ્કાર કરનારા તત્ત્વનિષ્ઠ પક્ષો, એવુ તેમનુ સ્વરૂપ હવે મુદ્દલે રહ્યુ નથી. પણ રાજ્યસસ્થા પોતાના કબજામા લેવા માટે કામમા આવે એવા સગઠનોનુ જ તેમનુ સ્વરૂપ આજે બાકી રહ્યું છે. અને તેમની આ સ્થિતિ પચાસ પોણોસો વરસથી સતત આવી ને આવી જ ચાલતી આવી છે. આ કાળના મોટા ભાગ દરમ્યાન રિપબ્લિકન પક્ષ જ અધિકાર ઉપર આરૂઢ થયેલો જોવામા આવે છે અને ઘણાખરા મોટા કારખાનાવાળાઓ અને પેઢીવાળાઓ આ પક્ષમા દાખલ થયેલા છે. પ્રેસિડેન્ટ વિલ્સન અને અત્યારના પ્રમુખ રુઝવેલ્ટ એ બે જ ડેમોક્રેટ પક્ષના પ્રસિદ્ધ પ્રમુખોના નામ ગણાવી શકાય પ્રેસિડેન્ટ રુઝવેલ્ટને યશ મળવાનું પ્રથમ કારણ એમ બન્યુ કે, રિપબ્લિકન પક્ષમા દારૂબધીના સવાલને અગે ફાટફૂટ પડી અને ૧૯૨૯ પછી આવેલી આર્થિક મંદીની આફતમાથી મૂડીવાદી સસ્કૃતિને બચાવી લેવા માટે મોટા કારખાનાવાળાઓ ઉપર નિયત્રણો મૂકવાની જરૂર છે એમ જણાઈ આવતા, તેણે મૂડીવાદનું નિયત્રણ કરવાની અને નિયોજિત આર્થિક યોજનાની જે નીતિ અખત્યાર કરી તે માટી પેઠે લોકપ્રિય થઈ છે. આવા નિયંત્રણોદ્વારા મૂડીવાદના અન્તર્વિરોધોને થોડા વખત માટે દૂર

વાદના હુમલામાંથી મૂડીવાદનો બચાવ કરવો અને તેને રહેલા અન્તર્વિરોધો વધારનારું અનિબંધ હરીફાઈનું તત્ત્વ નિયંત્રિત કરીને રાષ્ટ્રવાદને નામે સામ્રાજ્યશાહી આક્રમણ કરવાની તૈયારી કરવી, એવું આ નવું ધોરણ છે. અમેરિકામાં પણ આ ધોરણનો વિરોધ કરનારો સમાજવાદી પક્ષ પ્રબળ થાય અને આ પક્ષનો પ્રતિસ્પર્ધી અને એવો મજબૂત દેખાતો નથી. ટૂંકમાં, મૂડીવાદી સંસ્કૃતિનું ધરમૂળથી પરિવર્તન કરવા માટેની જે લડત આજે આ પશ્ચિમનાં લોકશાહી રાષ્ટ્રોમાં નિર્માણ થઈ છે, તેનો શાંતિને માર્ગે સમાધાનથી અને ક્રમવિકાસની પદ્ધતિથી ફેંસલો થવાનો સંભવ હોત તો રાષ્ટ્રવાદી અને સમાજવાદી એવા બે જ પ્રમુખ અને પ્રબળ પક્ષો એ દેશમાં નિર્માણ થયા હોત. તત્ત્વનિષ્ઠ પક્ષભેદ આજે આ પાયા પર જ નિર્માણ થઈ શકે. પણ આ ઝઘડો શાંતિથી પતાવવાની વૃત્તિ આ દેશોમાં પણ ટકશે એમ લાગતું નથી. તે હવે ન ટકે તો બુદ્ધિબળના રાજકારણનો અંત આવ્યો જ જાણવો. તે પછી આત્મબળનું સત્યાગ્રહી રાજકારણ અથવા શસ્ત્રબળનું ક્રાન્તિકારક કે ક્રાન્તિવિરોધી રાજકારણ એ બે જ રાજકારણો બાકી રહે છે. એમાંથી સત્યાગ્રહી રાજકારણ નિર્માણ થવા માટે અનુકૂળ ભૂમિકા મૂડીવાદ અને સામ્રાજ્યશાહીથી ભ્રષ્ટ બનેલાં આ લોકશાહી રાષ્ટ્રોમાં રહી નથી. એટલે શસ્ત્રબળના ક્રાન્તિકારક અને ક્રાન્તિવિરોધી રાજકારણોના ઝઘડામાં પશ્ચિમની લોકશાહીનો અંત થવાનો જ સંભવ વધારે દેખાય છે.

## ૮૫. હિંદુસ્તાનનો રાષ્ટ્રવાદ અને સમાજવાદ

હિંદુસ્તાનમાં સત્યાગ્રહી રાજકારણ સફળ થાય તો અહીં રાષ્ટ્રવાદી અને સમાજવાદી એવા બે તત્ત્વનિષ્ઠ પક્ષો અસ્તિત્વમાં આવશે અને તેમની વચ્ચેનો ઝઘડો અહિંસક ક્રાન્તિથી પતી જશે એવી અમને આશા છે. તેનાં બે કારણ છે. એક એ કે, આત્મબળનું રાજકારણ જો રાષ્ટ્રીય લોકશાહી સ્થાપવામાં યશસ્વી થાય તો અહીંનો સમાજવાદ પણ સત્યાગ્રહી બનશે. તેમ જ અહીં અસ્તિત્વમાં આવતો મૂડીવાદ સામ્રાજ્યશાહી સ્થાપી શકે એટલો જોરાવર થવાનો સંભવ નથી. તેથી રાષ્ટ્રીયતા અને લોકશાહીને વિકૃત બનાવનાર મૂડીવાદનો અંત આણીને સાચી લોકશાહી, અથવા સમાજસત્તાક લોકશાહી, સ્થાપન કરવાનું કાર્ય, સત્યાગ્રહી રાષ્ટ્રવાદ અને સત્યાગ્રહી સમાજવાદ એવા બે તત્ત્વનિષ્ઠ પક્ષો સ્થાપીને તે દ્વારા હિંદુસ્તાનમાં કરવું શક્ય છે. માત્ર હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય સ્વતંત્રતા અને લોકશાહીની સ્થાપના સત્યાગ્રહી ક્રાન્તિ દ્વારા થાય તો જ આ શક્ય બને. હિન્દુસ્તાનમાં હાલ ચાલતા રાષ્ટ્રીય સ્વતંત્રતાના સત્યાગ્રહ-સંગ્રામમાં રાષ્ટ્રવાદી અને સમાજવાદી એ બન્ને પક્ષો સામેલ થાય અને સંગ્રામના યજ્ઞકુંડમાં તે બન્ને પક્ષમાંનો હીન અંશ બળી જાય, તો સ્વતંત્ર હિંદુસ્તાનના રાષ્ટ્રવાદી અને સમાજવાદી પક્ષોને શુદ્ધ તત્ત્વનિષ્ઠાનું સોએ સો ટચનું ઉજ્જ્વળ સ્વરૂપ પ્રાપ્ત થશે. આવા તત્ત્વનિષ્ઠ સત્યાગ્રહી પક્ષો વચ્ચેનો મતભેદ એકપક્ષી અનિયંત્રિત સત્તા સ્થાપન નહિ કરે, રક્તપાતની હિંસક ક્રાન્તિ કર્યા વગર સાચી લોકશાહી

સંસ્કૃતિ નિર્માણ કરી શકશે, અને તે લોકશાહીને આત્મબળનું અધિષ્ઠાન પ્રાપ્ત થશે અને આ આત્મબળના પાયા પર રચાયેલી લોકશાહી સંસ્કૃતિમાં વ્યક્તિવાદ, રાષ્ટ્રવાદ અને સમાજવાદ એ ત્રણેય વાદો વચ્ચેનો વિરોધ નષ્ટ થશે અને તેમનો યોગ્ય સમન્વય થયેલો આપણે જોવા પામીશું

## ૮૧. પક્ષવિરોધ, હિતવિરોધ અને વર્ગયુદ્ધ

સાર્વજનિક પક્ષભેદોને સમાજના જુદા જુદા વર્ગોના હિતવિરોધોનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે ત્યારે સામાજિક ન્યાય સ્થાપના કરવાના કાર્યમાં તેમની જુદી જુદી પ્રામાણિક દૃષ્ટિઓ રજૂ કરનારું તેમનું જે તત્ત્વનિષ્ઠ સ્વરૂપ હોય છે તે નષ્ટ થાય છે આવી પરિસ્થિતિમાં મતવિરોધોને હિતવિરોધોનું ખુલ્લેખુલ્લું સ્વરૂપ પ્રાપ્ત થાય છે અને તેમાં રહેલા પ્રામાણિકપણાનો અંત આવે છે અને જુદાજુદા હિતસંબંધોવાળા વર્ગો વચ્ચે ખુલ્લો વિગ્રહ શરૂ થાય છે આ વિગ્રહમાં ન્યાયસ્થાપના કરવાની દૃષ્ટિ બાજુએ રહી જાય છે અને વર્ગવિજય ઉપર ભાર મૂકવામાં આવે છે એટલે લોકશાહી નાબૂદ થાય છે અને અનિયંત્રિત વર્ગસત્તા નિર્માણ થાય છે મૂડીવાદથી છિન્નભિન્ન થયેલી રાષ્ટ્રીયતાને તેમ જ લોકશાહીને ફરી સાધવાનો આ જ એક ઉપાય છે એમ સિદ્ધ થાય છે ત્યારે તો મૂડીવાદના જુલમથી કંટાળેલી જનતા તેનો આશરો લીધા વિના રહેતી નથી પણ માણસ પાસે ન્યાયસ્થાપના કરવા માટે બાહુબળ અને બુદ્ધિબળથી ચડિયાતું એવું આત્મબળનું સાધન હોય તો હજી પણ પક્ષભેદોનું સ્વરૂપ હિંસક વર્ગવિગ્રહનું ન થવા દેતાં તેમનું

પ્રામાણિક મતભેદોનું તત્ત્વનિષ્ઠ સ્વરૂપ કાયમ રાખવું શક્ય છે. એમ કરવું હોય તો તત્ત્વનિષ્ઠા માટે અથવા સત્યને માટે ત્યાગ કરવાની વૃત્તિ સમાજમાં ફેલાવી જોઈએ અને વ્યક્તિવાદનો સુખવાદ અને સ્વાર્થસાધન સાથે જડાયેલો સંબંધ તૂટવો જોઈએ. સમાજના બંધારણમાં સ્વાર્થસાધનને ઘણું જ ગૌણ સ્થાન મળવું જોઈએ અને માનવ સંસ્કૃતિનો પાયો સ્વાર્થ અને સ્પર્ધા નથી પણ સેવા અને સહકાર છે, એ સિદ્ધાન્ત સર્વમાન્ય થવો જોઈએ. આટલું થાય તો જ લોકશાહી સંસ્કૃતિ નિર્માણ થશે અને બુદ્ધિસ્વાતંત્ર્ય, વ્યક્તિ-સ્વાતંત્ર્ય, સામાજિક સમતા અને બંધુભાવનાનો તેનો આદર્શ મૂર્ત સ્વરૂપ ધારણ કરી શકશે, નહિ તો લોકશાહી એટલે લોકવંચનાનો એક પ્રકાર મૂડીવાદના જન્મ સાથે જન્મ પામ્યો, તેના વિકાસ સાથે વિકસ્યો અને તેના અંત સાથે અંત પામ્યો, એમ જ સિદ્ધ થશે.

## ૬

## લોકશાહી સંસ્કૃતિ

લોકશાહી કેવળ એક રાજ્યપદ્ધતિ નથી પણ માનવ સંસ્કૃતિનો તે એક આદર્શ છે એ વાત અત્યાર સુધી અનેક વાર કહેવામાં આવી છે. આ પ્રકરણમાં આ લોકશાહી સંસ્કૃતિનો જરા વધારે વિસ્તારથી વિચાર કરવાનો ઇરાદો છે. લોકશાહી સંસ્કૃતિ સ્વતંત્રતા, સમતા અને બંધુભાવના એ ત્રણ ધ્યેયોથી પ્રેરિત થયેલી હોવી જોઈએ એ વાત

પણ અહીં સુધી કહેવામાં આવી જ છે, પણ એ ધ્યેયોના મૂર્ત સ્વરૂપો વિષે વધુ વિગત આપવાની જરૂર છે

## ૮૭ વર્ણસંસ્થાથી છિન્નભિન્ન થયેલી લોકશાહી

લોકશાહી સંસ્કૃતિ સમતા અને બંધુભાવનાની જનની હોવી જોઈએ, એમ કહેવાય છે, તોપણ આજ સુધી જે જે લોકશાહી રાજ્યો નિર્માણ થયા અને આજે પણ અસ્તિત્વમાં છે, તેમનામાં આ સમતા અને બંધુભાવના દેખાતી નથી અને એ બે ભાવનાઓને આધારે રહેનારી સાચી સ્વતંત્રતા પણ ત્યાં જોવામાં આવતી નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ કેવળ મતાધિકાર સાર્વજનિક કરવાથી લોકશાહીનું ધ્યેય સિદ્ધ થઈ શકતું નથી, પણ તેમાં અન્તર્ભૂત થતા બધા સામાજિક ધ્યેયોનો આખા સમાજના બધા વહેવારમાં પ્રત્યક્ષ અનુભવ થવો જોઈએ તેમ થવામાં મુખ્ય અંતરાય સમાજની વર્ગસંસ્થા જ છે. તેથી એ વર્ગસંસ્થા કેવી રીતે નિર્માણ થાય છે તેમ જ તેનો ક્યારે અને કેવી રીતે અંત આણી શકાય છે, તેનો વિચાર કર્યો વિના લોકશાહી સંસ્કૃતિનું વિવેચન પૂરું થયું એમ ન કહેવાય આજ સુધી જેમને સુસંસ્કૃત માનવસમાજ ગણવામાં આવ્યા છે, તે બધા વર્ગસંસ્થાવાળા જ હતા અને આ વર્ગસંસ્થાને લીધે તેમની સંસ્કૃતિ છિન્નભિન્ન થયેલી અને વિકૃત બનેલી જોવામાં આવે છે આ વર્ગસંસ્થા રાજ્યસંસ્થાએ પેદા કરી નથી, પણ તેના રક્ષણનું કાર્ય જ રાજ્યસંસ્થા કરે છે. એટલે વર્ગસંસ્થાની

ત્પત્તિ, અભિવૃદ્ધિ, વિકાસ અને વિનાશ એ બધી બાબતો મજવા માટે માત્ર રાજ્યસંસ્થાનો વિચાર કરવો બસ હિ થાય. વર્ગસંસ્થાનો સબંધ સમાજની આર્થિક વ્યવસ્થા સાથે હોય છે અને એ આર્થિક વ્યવસ્થામાં થતા ફેરફારોની સાથે જ આ સંસ્થામાં પણ ફેરફાર થતા આવ્યા છે.

## ૮૮. ઇતિહાસની ભૌતિક મીમાંસા

આ દૃષ્ટિથી વિચાર કરતાં એમ કહી શકાય કે, કોઇ પણ સમાજની આર્થિક વ્યવસ્થા એ તેની સંસ્કૃતિનો પાયો હોય છે; અને એ પાયામાં થતા ફેરફારો સાથે તેની આખી સંસ્કૃતિમાં ફેરફાર થયા કરે છે. માનવ સંસ્કૃતિના ઇતિહાસની આ મીમાંસાને ભૌતિક મીમાંસા કહે છે. માનવ ઇતિહાસની મીમાંસા કરવાની આ પદ્ધતિ જોકે ભૌતિક અથવા વાસ્તવવાદી હોય, તોપણ તે અધ્યાત્મ સાથે કે ધ્યેયવાદ સાથે વિસંગત છે એમ જે ઘણાને લાગે છે, તે કેવળ એક ગેરસમજ છે. માનવ જીવનનો પાયો શરીરધારણ છે અને એ દૃષ્ટિથી જરૂર શરીર એ આદ્ય ધર્મસાધન છે એમ કહેવું એ જેમ અધ્યાત્મથી કે ધ્યેયવાદથી વિસંગત નથી, તે જ પ્રમાણે સમાજની સંસ્કૃતિનો પાયો તેની આર્થિક વ્યવસ્થા પર રચાયેલો હોય છે એમ કહેવું એ મન અધ્યાત્મથી કે ધ્યેયવાદથી વિરોધી નથી. તેનો અર્થ એટલો જ છે કે, સમાજની આધ્યાત્મિક ઉન્નતિ કરવા ઇચ્છનારાઓએ તેની આર્થિક પરિસ્થિતિ તરફ ધ્યાન આપવું

જોઈએ અને સામાજિક ધ્યેયો સિદ્ધ કરવાની બાબતમાં તેની આર્થિક સ્થિતિને લીધે મર્યાદાઓ ઊભી થાય છે એ તરફ દુર્લક્ષ ન કરવું જોઈએ.

## ૮૯. મૂડીવાદનો પાયો

આજની મૂડીવાદી સંસ્કૃતિનો પાયો વિજ્ઞાન, યંત્રકળા અને યાંત્રિક ધનોત્પાદનની પદ્ધતિ છે, એ બાબત ભાગ્યે જ મતભેદને અવકાશ છે. આ જ સિદ્ધાન્ત મધ્યયુગીન અને પ્રાચીન માનવ સંસ્કૃતિને લાગુ કરવામાં આવે એટલે માનવ સંસ્કૃતિની ભૌતિક મીમાંસા તૈયાર થાય છે. મધ્યયુગીન સંસ્કૃતિમાં ઉમરાવદારવર્ગનું સર્વોપરી સ્થાન હતું, જ્યારે આજની સંસ્કૃતિમાં વેપારી કારખાનદારવર્ગને શ્રેષ્ઠ સ્થાન મળેલું છે. આ ફરક શાથી પડ્યો એનો વિચાર કરતા એમ જ કહેવું પડે છે કે, આજના સમાજમાં નવી ધનોત્પાદનની પદ્ધતિઓ અસ્તિત્વમાં આવી. પૈસો મેળવવાના નવા રસ્તાઓ નીકળ્યા, શ્રીમંત બનવા માટે નવાં સાધનો ઉપલબ્ધ થયાં અને છેવટે તેમનો ઉપયોગ કરીને વૈભવને શિખરે પહોંચેલો વેપારી-કારખાનદારવર્ગ ઉમરાવશાહીની હકૂમત નીચે રહેવા હવે રાજી ન રહ્યો. આને જ પરિણામે આજના જમાનામાં ઉમરાવશાહી સંસ્કૃતિ માટે ટકવું અશક્ય બન્યુ છે, અને તેનું કારણ સમાજની આર્થિક વ્યવસ્થામાં થયેલી આ ક્રાંતિ જ છે, એ કોઈ પણ સમજી શકશે. આજના સમાજમાંથી લોકશાહી નાબૂદ થાય અને અનિયન્ત્રિત રાજસત્તા સ્થપાય તોપણ તે મધ્યયુગીન

કશાની પદ્ધતિની નહિ પણ શાહીવાદ કે સામ્યવાદની પદ્ધતિની એટલે કે ધનિકશાહી કે મજૂરશાહી પદ્ધતિની અનિશ્ચિત પક્ષના કે વર્ગના હશે, એ પણ સ્પષ્ટ જ છે. આ ઉપરથી પણ માનવ સંસ્કૃતિનો પાયો તેની આર્થિક વ્યવસ્થા પર આધાર રાખે છે, એ જ સિદ્ધાન્ત પુરવાર થાય છે.

## ૬૦. ધર્મસંસ્થાનો ટૂંકો ઇતિહાસ

લાગ્યું હોવું જોઈએ. આ કામની વહેંચણીમાંથી ધીમે ધીમે વર્ગભેદ પણ નિર્માણ થયો અને સ્ત્રીઓ દુર્બળ છે એટલા ખાતર તેમને ઘરકામ સોંપવામાં આવ્યું અને તેની સાથે જ તેઓ ગુલામીમાં પણ પડી. વસ્તુતઃ શ્રમવિભાગમાંથી ગુલામી ઉત્પન્ન થવાને કશું કારણ નથી, અથવા તો દુર્બળોને હલકા ગણવાનું પણ કારણ નથી; પણ તાકાતને અને સાહસને માન આપવું અને મજૂરી કરનારાઓને તુચ્છ ગણવા, એ વૃત્તિ માણસની જડ બુદ્ધિની દ્યોતક છે. એ બુદ્ધિ સમાજની એ અવસ્થામાં આજના કરતાં વધારે પ્રમાણમાં નહિ હોય તોપણ આજના જેટલી તો જરૂર હશે જ. જોરાવર લોકો કમજોર લોકોને ગુલામ બનાવે અને તેમની પાસે વેતરું કરાવી તેમને હલકાં ગણે એ ભાવનાનું પરિણામ પ્રથમ સ્ત્રીઓને ભોગવવું પડ્યું. પછી ખેતીનું જ્ઞાન વધ્યું અને સમાજનું ધનોત્પાદન વધવા લાગ્યું એટલે પંચાંગની હકીકત કહેનારા જોષીઓને અને યજ્ઞ વડે દેવતાઓને વશ કરીને વરસાદ લાવનારા યજ્ઞના પુરોહિતોનું સમાજમાં વર્ચસ્વ પ્રાપ્ત થયું અને તેમનો એક અલગ વર્ગ બનવા લાગ્યો. સમાજમાં જેમ જેમ ધન વધવા લાગ્યું તેમ તેમ તેનું રક્ષણ કરનારા લડવૈયાઓની આવશ્યકતા જણાવા લાગી; અને ખેતીથી પેદા થતી ઊપજમાંથી મોટો ભાગ બ્રાહ્મણોને અને ક્ષત્રિયોને આપીને નિર્વાહ અને સંરક્ષણનાં કામો તેમની પાસે કરાવવામાં પોતાનો લાભ છે એમ ખેતી કરનારા વૈશ્યોને લાગવા માંડ્યું. ખેતીની મજૂરી કરવા માટે જીતેલા પ્રદેશોમાંથી દાસો અથવા ગુલામો

તેમાંના કેટલાક ઠકરાતદારો અને રાજાઓ થયા, પણ અતિશૂદ્રોની ગુલામી આજ સુધી ચાલુ છે.

**૬૧. વર્ગસંસ્થા અને પ્રાચીન તથા અર્વાચીન લોકશાહીઓ**

યુરોપમાં ગ્રીસ અને રોમમાં જે લોકશાહીઓ થઈ ગઈ તેમાં પણ ગુલામીની પ્રથા વધારે તીવ્ર સ્વરૂપમાં હતી. મધ્ય યુગના યુરોપમાં કેટલાંક વેપારી શહેરો લોકશાહી પદ્ધતિવાળા ગણાતાં, ત્યાં પણ સામાન્ય વેપારીઓને અને નોકરોને નગરશેઠોની ગુલામી કરવી પડતી. આધુનિક યુરોપનાં લોકશાહી રાજ્યોમાં આવી જાતની ગુલામી રહી નહિ હોય તોપણ મજૂર વર્ગને આર્થિક ગુલામીમાં રઝળવું પડે છે અને ત્યાંનાં રાજ્યોમાં મજૂર વર્ગ સ્વતંત્રતા ભોગવી શકતો નથી. તે જ પ્રમાણે લોકશાહી રાજ્યોનો વૈભવ અને ત્યાંના કનિષ્ઠ મજૂર વર્ગની સંપન્નતા એ બન્નેનો તેમના સામ્રાજ્યમાંનાં જિતાયેલાં રાષ્ટ્રોની લૂંટ ઉપર આધાર હોય છે. ટૂંકમાં, માનવ સંસ્કૃતિનો આજ સુધીનો ઇતિહાસ એ એક રીતે કનિષ્ઠ ગણાતી શ્રમજીવી આમજનતાની મજૂરીથી પેદા થતી સંપત્તિ ઉપર વૈભવ ભોગવનારા પોતાને શ્રેષ્ઠ કહેવડાવનારા અલ્પસંખ્ય વર્ગનો જ ઇતિહાસ છે, એમ કહેવાને હરકત નથી. અને લોકશાહી રાજ્યસંસ્થાની સ્થાપના થવાથી આ હકીકતમાં સહેજ ઝાઝો ફેર પડ્યો નથી. આધુનિક યુરોપમાં જ્યારે આ (લોકશાહી) રાજ્યતંત્રનો ઉપયોગ એ વર્ગસંસ્થા નાબૂદ કરીને એકવર્ગી સંસ્કૃતિ નિર્માણ કરવા માટે થશે એવો સંભવ દેખાવા લાગ્યો, ત્યારે લોકશાહી રાજ્યતંત્રો

દારીને ઝાઝો અવકાશ મળતો નથી. પણ આજના ઔદ્યોગિક ક્રાન્તિ પછીના પ્રચંડ કારખાનદારીના, બહોળી અવરજવરના અને મોટી વેપારી પેઢીઓના જમાનામાં ખેડૂતોને પોતાની માલિકીની જમીન મળવામાત્રથી તેમના ઉપરનું ગુલામીનું સંકટ ટળી શકતું નથી. તેમના માલના ખરીદી અને વેચાણ, તેમને જોઈતી મૂડી તેમ જ તેમના માલની અવરજવર, એ બધા વહેવારો જ્યાં સુધી ખાનગી વ્યક્તિના તાબામાં હોય, ત્યાં સુધી તેમના ઉપરનું આર્થિક ગુલામીનું સંકટ ટળતું નથી. આ બધા વહેવારો ઉપર સામાજિક નિયંત્રણ અને માનકી સ્થાપન ન થાય ત્યાં સુધી ખેડૂત વર્ગને લોકશાહી રાજ્યથી લાભ થાય છે અથવા પોતાના ભાવી ઉપર કાબૂ મળે છે, તેને સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે, એમ કહી શકાય નહિ. એટલે પોતાની માલકીની જમીન ધરાવતો ખેડૂત વર્ગ (ક્લાસ ઑફ પેઝન્ટ પ્રોપ્રાઇટર્સ) એ આજની સામાજિક અને આર્થિક અવસ્થામાં સમાજસત્તાક ઉપાયોનો ઉપયોગ કર્યાં વિના આર્થિક તેમ જ રાજકીય ગુલામી માંથી મુક્ત થઈ શકતો નથી, એમ કબૂલ કરવું પડે છે.

તે જ પ્રમાણે મોટાં મોટાં કારખાનાં, ખાણો, રેલવે, વેપારી પેઢીઓ વગેરે સંસ્થાઓમાં કામ કરતા નાના મોટા નોકરો, એ બધા પણ, આ ઔદ્યોગિક સંસ્થાઓ સમાજની સાર્વજનિક માલકીની બનાવ્યા વિના, સ્વતંત્રતા ભોગવી શકતા નથી. આને જ સમાજસત્તાક લોકશાહી કહે છે. તેથી ઔદ્યોગિક ક્રાન્તિના પહેલાના કાળમાં હાડોરશાહી જેમ લોકશાહીને ગારક હતી તેમ તે ક્રાન્તિ પછીના કાળમાં

મૂડીવાદ, લોકશાહી સસ્કૃતિને મારક થાય છે, એમ દેખાઈ આવે છે. ફ્રેંચ રાજ્યક્રાન્તિ થઈ ત્યારે આદ્યોગિક ક્રાન્તિનાં સામાજિક અને આર્થિક પરિણામો લોકોના ધ્યાનમા આવ્યા ન હતા, પણ તે ધ્યાનમા આવવા લાગ્યા તેની સાથે જ સમાજસત્તાક લોકશાહી એ જ સાચી લોકશાહી છે એમ વિચારવાન લોકોને લાગવા માડ્યુ, તેનુ આ જ કારણ છે

## ૬૩. લોકશાહી અને કેળવણીની સંસ્થાઓ

પણ લોકશાહી સસ્કૃતિના કેવળ આર્થિક પાસાનો જ વિચાર કરવાથી તે સસ્કૃતિનો સપૂર્ણ વિચાર થઈ જતો નથી લોકશાહી રાજ્યની શિક્ષણપદ્ધતિ તેમ જ તેની રાષ્ટ્રીય નીતિનો પણ આપણે અહી વિચાર કરવો જોઈએ કેળવણીની સસ્થાઓ આપમેળે જ કોઈ પણ નવી સસ્કૃતિ નિર્માણ કરી શકતી નથી પણ જે સસ્કૃતિમા તેઓ હસ્તી ધરાવે છે તે સસ્કૃતિનો જ તેઓ જાણેઅજાણે પ્રચાર અને હિમાયત કરે છે

યુરોપના લોકશાહી રાષ્ટ્રોની કેળવણી-સસ્થાઓ લાબા કાળ સુધી મધ્યયુગીન સસ્કૃતિના પાયા પર ચાલતી હતી; હવે તેઓ થોડા સમયથી આધુનિક મૂડીવાદી સસ્કૃતિની હિમાયત કરતી થઈ છે ઇગ્લડના ધનિક વર્ગની કેળવણીની સસ્થાઓ — શાળાઓ તેમ જ કોલેજો — ખાનગી સસ્થાઓ છે અને ત્યાની રહેણી, ભણતર અને સાસ્કૃતિક આદર્શ, એ બધા સધનનિર્ધનનો વર્ગભેદ વધારનારા, નિર્ધન વર્ગ માટે અનાદર પેદા કરનારા, મોજશોખ અને વિલાસ, નિષ્ક્રિય

જીવન અને સત્તા ને સંપત્તિનો આબરૂ ઇત્યાદિને શ્રેષ્ઠ સ્થાન આપનારા અને જાતમહેનત કરીને ગુજરાન ચલાવનારી આમજનતા વિષે તુચ્છતાની લાગણી ફેલાવનારા હોય છે સરકારીપણુ અને મજૂરી પર ગુજરાન ચલાવવુ એ બે વસ્તુઓ એકબીજાથી વિરોધી છે, અને કેવળ જાતમહેનત વિના મળેલી સંપત્તિનો ઉપભોગથી જીવનારાઓને માટે જ સરકારી જીવન શક્ય છે, એવી વૃત્તિ પોષનાર એવુ વાતાવરણ આ શિક્ષણસંસ્થાઓમા દેખાઈ આવે છે જ્યારે આમજનતાને કેળવણી આપનારી સંસ્થાઓ સરકારી સંસ્થાઓ હોય છે અને તે ગરીબોના છોકરાઓ માટે કાઢેલી હોય છે એમ સારા પૈસાદાર અને સરકારી ગણાતા વર્ગોના બાળકોને લાગે છે તેમના ઘરમા જેમ બધા હલકા કામો નોકરચાકરો કરે છે, તે જ પ્રમાણે તેમની શાળા-કોલેજોમા પણ તેવુ જ રહેણીનુ ધોરણ હોય છે અને સમાજમા પણ એવો જ વૈતરુ કરનારો સરકારવિહોણો નોકર વર્ગ હોવો જોઈએ અને સમાજની ટોચે ધનવાન અને સરકારી ગણાતો માલિક વર્ગ રહેવો જોઈએ એ તેમને કુદરતી લાગે છે જેમને પોતાના છોકરાઓને આ વરિષ્ઠ વર્ગની શાળાકોલેજોમા મોકલવાનું પરવડતુ નથી તેમ જ પોતાના છોકરા સામાન્ય મજૂરોના છોકરાઓ સાથે ભળે એમ જેઓ ઇચ્છતા નથી, એવા મધ્યમ વેપારી વર્ગના છોકરા માટે પણ કેટલીક શાળાઓ હોય છે આવી રીતે મૂડીવાદી વર્ગસંસ્થાનુ તિમિર ઇંગ્લંડની શિક્ષણ સંસ્થાઓમા સારી પેઠે પોષેલુ અને આ જુદી જુદી સંસ્થાઓમા કેળવણી લઈને બહાર

પડનારાં છોકરાં સમતા અને બંધુતાની ભાવનાથી સાવ વંચિત થયેલાં હોય છે. લોકશાહી અને રાષ્ટ્રીયતાના વિકાસને માટે આ વર્ગભેદના પાયા પર રચાયેલી કેળવણીપદ્ધતિ તદ્દન મારક છે એ ઉઘાડું છે.

શાળાજીવન પછીની જિંદગીમાં સામાજિક વ્યવહારોમાં રહેલી અપરિહાર્ય વિષમતાનો અનુભવ થવાનો હોય તોપણ કેળવણી મેળવવાના કામમાં તો ઓછામાં ઓછું સમાજના બધા વર્ગોનાં બાળકો એક જ જાતની શિક્ષણ સંસ્થાઓમાં રહ્યા વિના એક રાષ્ટ્રીયતાની અને લોકશાહીની ભાવના તેમના મનમાં ઠસશે નહિ. અને સામાજિક વર્ગભેદો કૃત્રિમ છે અને તે કમી કરવા આવશ્યક અને શક્ય છે એમ તેમને લાગશે નહિ. પણ એથી તદ્દન ઊલટા સંસ્કારો ઇંગ્લાંડની શિક્ષણ સંસ્થાઓમાં પેદા થતા છે. કેવળ મૂડીવાદી સમાજની વર્ગ સંસ્થા જ નહિ પણ પોતાના રાષ્ટ્રે સ્થાપન કરેલી સામ્રાજ્યશાહી પણ કુદરતી અને પવિત્ર છે, એવી કેળવણી પણ બ્રિટિશ બાળકોને મળે છે અને તે રાષ્ટ્રાભિમાનને નામે આપવામાં આવે છે.

ઇંગ્લંડના કરતાં ફ્રાન્સની શિક્ષણસંસ્થાઓમાં આવો વર્ગભેદ ઓછા પ્રમાણમાં નજરે પડે છે. ત્યાંના જુદા જુદા વર્ગોનાં બાળકો એક જ જાતની શાળાકોલેજોમાં સાથે કેળવણી લેતાં દેખાય છે. તેમ છતાં ત્યાં પણ જે જાતની કેળવણી આપવામાં આવે છે, તે લોકશાહી સંસ્કૃતિને પોષક થાય એવી હોતી નથી. જાતમહેનતનાં કામો વિષે તુચ્છતા

અને કેટલાક બૌદ્ધિક ધંધાઓ માટે આદરની ભાવના એ દેશની શિક્ષણ સંસ્થાઓમાં પણ બાળકોના મન પર ઠસાવવામાં આવે છે એ લોકશાહી સંસ્કૃતિને પોષક નથી શરીરશ્રમ કરવામાં અભિમાન લાગે અને શ્રમજીવી આમ જનતા સાથે ભળવામાં હીણપત ન લાગે એવી જાતની કેળવણી એક જ જાતની સંસ્થા મારફતે બધા વર્ગોના બાળકોને મળવી જોઈએ આને જ લોકશાહી સંસ્કૃતિની કેળવણી કહી શકાય કળા અને સંસ્કૃતિ, એ બેને પણ લોકશાહીનું સ્વરૂપ મળવું જોઈએ અને આમજનતાના જીવનમાં સૌંદર્યનો આનંદ પ્રગટ થવો જોઈએ, તેમ જ તે ભોગવવા જેટલું ભાન કેળવણી પામેલ વ્યક્તિમાં પેદા થવું જોઈએ જેને લીધે આમજનતાની ગંદી રહેણી અને ગુલામી ઉપર રચાયેલું શ્રીમંતોનું વિલાસી અને નિષ્ક્રિય જીવન ચાલે એ સંસ્કૃતિ જ ગંદી કે અધ જંગલી છે એમ વિદ્યાર્થીઓના મન ઉપર ઠસાવવું જોઈએ, એમ થાય તો જ લોકશાહી નાગરિક નિર્માણ થશે તે જ પ્રમાણે આપણું રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર ઉપર હકૂમત ચલાવે એ પણ જંગલી સંસ્કૃતિનો જ એક અવશેષ છે એમ ભણાવવું જોઈએ પોતાની જાત મહેનતથી પોતાને જોઈતી સંપત્તિ મેળવવી તેમ જ તેનો ઉપયોગ સમાજહિતની દૃષ્ટિ રાખીને કરવો એ લોકશાહી સંસ્કૃતિ માન્ય કરનાર નાગરિકનું અવશ્ય કર્તવ્ય ગણાવું જોઈએ. બાળકો માંદા અને ઘરડા, એ સિવાય કોઈને

૪ મહેનત કર્યા વિના સંપત્તિનો ઉપભોગ કરવાનો હક

* તેમ જ પોતાની જીવનશક્તિ પ્રફુલ્લ રહે અને

કાર્યક્ષમતા વધતી રહે, એથી વધારે સંપત્તિનો ઉપભોગ કરવો પાપ છે, એમ બધાંને શીખવવામાં આવવું જોઈએ.

## ૯૪. લોકશાહી અને નાગરિક નીતિ

હવે સામાન્ય કેળવણીનો પ્રશ્ન છોડી દઈને આપણે નાગરિક નીતિ તરફ અને તેની કેળવણી તરફ વળીએ આજના એટલે કે ઔદ્યોગિક ક્રાન્તિ પછીના મૂડીવાદી સમાજના આર્થિક પાયાને નીતિનું અધિષ્ઠાન રહેલું નથી, અને આવા સમાજમાં મેળવવામાં આવે છે તે સંપત્તિ ઉદ્યમ સાહસ કે શ્રમની નિઃશંક હોય જ છે એમ હોતું નથી, એ વસ્તુ દરેક પ્રજાજનને સમજાવી જોઈએ આવા સમાજમાં શ્રમ અને સંપત્તિનું પ્રમાણ વ્યસ્ત જોવામાં આવે છે અને આવી અવસ્થા અકુદરતી, જુલમી અને સમાજ ઉપર અનર્થ નોતરનારી હોવાથી તે નાબૂદ કરવી, એ હરકોઈ માણસનું કર્તવ્ય છે, એની પણ કેળવણી નાગરિકોને મળવી જોઈએ તે જ પ્રમાણે આવા સમાજમાં કોઈ પણ ધંધો કરીને મળતી સંપત્તિ આપણી જાતમહેનતની કમાણી છે તેમ જ આપણે તેના પૂર્ણ માલિક છીએ, એ ભાવનાઓ કેટલી ભૂલભરેલી છે તે પણ લોકોને સમજાવવું જોઈએ

મૂડીવાદી સંસ્કૃતિનો પાયો વ્યક્તિવાદના સિદ્ધાન્ત પર નખાયેલો છે અને એ વ્યક્તિવાદનો સંબંધ સુખવાદ અને સ્વાર્થસાધનની સાથે જોડવામાં આવેલો છે એ સંબંધ તોડી દઈને વ્યક્તિવાદનો સત્યમ શોધનની સાથે, સત્યનિષ્ઠાની સાથે અને આત્મવિકાસની સાથે સંબંધ જોડવો જોઈએ.

મનસ્વાતંત્ર્યનો ઉપભોગ કરવો એટલે નિસ્વાર્થ બુદ્ધિથી સાર્વજનિક હિતબુદ્ધિથી વિચાર કરતાં શીખવું, નિસ્વાર્થ બુદ્ધિને માન્ય થાય તે પ્રમાણે બોલવાની તેમ જ વર્તન કરવાની હિંમત પોતાનામાં કેળવવી, અને નિષ્કામ કર્તવ્યબુદ્ધિથી સમાજસેવા કરીને સમાજ આપે તે વેતનથી સંતોષ માનવો, એ નાગરિકનું કર્તવ્ય છે, અને આવી રીતે સમાજોપયોગી કર્તવ્ય કરનારા દરેક નાગરિકના સર્વાંગી વિકાસને આવશ્યક હોય એવાં બધાં સાધનો તેને મળે એવી વ્યવસ્થા કરવી, એ રાષ્ટ્રની ફરજ છે. આવી જાતની નાગરિક નીતિ રૂઢ થાય ત્યારે જ સાચું લોકશાહી રાષ્ટ્ર નિર્માણ થઈ શકશે.

દરેક વ્યક્તિએ પોતાનામાં રહેલી બધી શક્તિઓને કેળવીને તે સમાજને અર્પણ કરવી અને સમાજે દરેક પ્રજાજનના સર્વાંગી વિકાસને માટે બધાં આવશ્યક સાધનો સાથે અનુકૂળ પરિસ્થિતિ કરી આપવી જોઈએ. આમ કર્યા વિના લોકશાહી રાષ્ટ્ર નિર્માણ થઈ શકે નહિ. દરેક જણ પોતપોતાનો સ્વાર્થ સાધવાનો પ્રયત્ન કરે અને આવા સ્વાર્થસાધુઓની અનિર્બંધ હરીફાઈ ચાલવા દેવામાં આવે તો રાષ્ટ્રહિત અથવા સાર્વજનિક હિત આપોઆપ જ સધાય છે, એવું આર્થિક વ્યવસ્થાનું ઘાતક તત્ત્વ જ યુરોપીય લોકશાહીને અનર્થકારક નીવડ્યું છે. આવા સિદ્ધાન્ત ઉપર અધિષ્ઠિત થયેલી સંસ્કૃતિ વૃક્ષને લોકશાહીનું ફળ આવે એવી અપેક્ષા રાખવી એ કારેલાના વેલાને આંબા આવવાની અપેક્ષા રાખવા જેટલું જ અનર્થકારક છે.

### ૯૫. બુદ્ધિસ્વાતંત્ર્ય, લોભ અને હિંસા

લોકશાહી સંસ્કૃતિ બુદ્ધિસ્વાતંત્ર્ય ઉપર અધિષ્ઠિત થયેલી હોય છે અને આ બુદ્ધિસ્વાતંત્ર્યનો આધાર સત્યસંશોધન અને સત્યનિષ્ઠા ઉપર હોય છે. આ સત્યનિષ્ઠાને પરિગ્રહી વૃત્તિ અથવા લોભ અને હિંસાવૃત્તિ મારક હોય છે. લોભ અને હિંસાને લીધે અસત્ય જ સત્ય ભાસવા માંડે છે અને ન્યાયને નામે અન્યાયની સ્થાપના થયા કરે છે. યુરોપના ફાશીવાદી અને સામ્યવાદી પક્ષોમાં અનુક્રમે પરિગ્રહનો લોભ અને હિંસા એ બે વૃત્તિઓ નજરે પડે છે. મૂડીવાદી સંસ્કૃતિની પરંપરાનું રક્ષણ કરવા માટે નિર્માણ થયેલું ફાશીવાદી તત્ત્વજ્ઞાન અને તેનો હિંસાથી ઉચ્છેદ કરવા માગતું સામ્યવાદી તત્ત્વજ્ઞાન, એ બન્ને લોકશાહીને મારક નીવડયાં છે, એટલા ઉપરથી પણ પરિગ્રહ અને હિંસાને લીધે લોકશાહીનો અંત આવે છે એ વાત સ્પષ્ટ થાય છે. આનો અર્થ એમ કોઈ ન સમજે કે, અપરિગ્રહ એટલે દારિદ્ર્ય અને અહિંસા એટલે અન્યાય સહન કરવાનું બાયલાપણું. જેમ ગરીબી બુદ્ધિ અને નીતિને ભ્રષ્ટ કરે છે, તેવી જ રીતે ભીરુતાને લીધે પણ બુદ્ધિ સત્યાસત્યનો અને ન્યાયઅન્યાયનો વિવેક કરવાની શક્તિ ખોઈ બેસે છે. અસત્યમય અને અસત્યના પાયા પર રચાયેલા સમાજમાં સત્યનિષ્ઠ રહેવા માટે સ્વયંપ્રેરણાથી અને સ્વેચ્છાથી સ્વીકારેલી ગરીબાઈ એ જ સાચી અપરિગ્રહ વૃત્તિ છે. અન્યાયી સમાજ-રચનામાંથી મળતી સંપત્તિનો ઉપભોગ કરીને તેના અન્યાય સાથે અસહકાર કરવા માટે લીધેલું આત્મશુદ્ધિનું એક વ્રત

એ છે અને આ મતથી થતી આત્મશુદ્ધિ દ્વારા જે આત્મબળ પ્રાપ્ત થાય છે તેનો ઉપયોગ સમાજશુદ્ધિ માટે કરવાનો હોય છે

### ૯૧ સમાજની આગેવાની માટે અપરિગ્રહ અને અહિંસાની આવશ્યકતા

જ્યાં લગી સમાજની આર્થિક રચનામાં અન્યાય છે, ત્યાં લગી તેની આગેવાની કરવા માટે આવી જાતના અપરિગ્રહી અને અહિંસાનિષ્ઠ યતિઓની આવશ્યકતા રહેવાની જ. આખા સમાજના લોભ અને ભીરુતામાંથી નિર્માણ થતી હિંસા નાબૂદ કરવા માટે, આવા સત્યનિષ્ઠ અહિંસાવાદી અને અપરિગ્રહી યતિઓની આગેવાની નીચે લોકશાહીનો રાજ્ય કારભાર લાંબા વખત સુધી ચાલે, બધી અન્યાયી આર્થિક અને સામાજિક સંસ્થાઓમાં ક્રાન્તિ થાય અને સમાજરચનાનો પાયો ન્યાય ઉપર રચવામાં આવે, બધી વ્યક્તિના અન્તઃકરણ લોભ અને ભયથી મુક્ત થઈને સત્યનિષ્ઠ અને ન્યાયનિષ્ઠ બને અસત્યાચરણ અને અન્યાય કરવામાં માણસના અન્તઃકરણને સ્વાભાવિકપણે જ દુઃખ થવા લાગે અને પરદુઃખનિવારણમાં આનંદ લાગવા માંડે, એટલે સત્યયુગ અવતરશે અને આત્મરાજ્ય પ્રસ્થાપિત થશે આ આત્મરાજ્યમાં આજના લોકરાજ્યોમાં દેખાઈ આવતી પોલીસ લશ્કર, જેલો વગેરે દંડસંસ્થાઓની સમાજને આવશ્યકતા રહેશે નહિ અને બધાને સાચા સ્વરાજ્યની પ્રાપ્તિ થશે લોકશાહી સંસ્કૃતિના વિકાસની અંતિમ કક્ષા આ જ છે, અને આ ટોને શિખરે પહોંચવાનો સત્યાગ્રહ એ જ સાચો અને

અસરકારક માર્ગ છે. લોકશાહી અને સત્યાગ્રહ એ બેની મદદથી માનવસંસ્કૃતિની પ્રગતિ સત્યયુગની દિશામાં આત્મ-રાજ્ય તરફ થતી રહેશે. લોકરાજ્યનો આત્મરાજ્યમાં વિકાસ થાય એ જ તેની સ્વાભાવિક પરિણતિ છે અને માનવ સંસ્કૃતિનું ધ્યેય પણ એ જ છે.) જેમ જેમ આ ધ્યેય પાસે આવતું જશે તેમ તેમ આગેવાન અને અનુયાયી એ ભેદ પણ નાબૂદ થશે અને દરેક વ્યક્તિ પોતાના જ અંતરાત્માના પ્રકાશમાં પોતાની પ્રગતિ કરવા લાગશે; અને સમાજની પ્રગતિમાં પોતાનો ફાળો આપવો એ જ આત્મોન્નતિનો માર્ગ છે એવો અનુભવ તેને થવા માંડશે. તે વખતે આજના સંસ્કાર-સંપન્ન ગણાતા સમાજોને માનવસંસ્કૃતિની બાલ્યાવસ્થાના ગણવામાં આવશે. (આવી આદર્શ સંસ્કૃતિ નિર્માણ કરવા માટે તનતોડ પ્રયત્ન કરવાની કેળવણી લોકશાહી નાગરિકોને જેટલા પ્રમાણમાં મળશે તેટલા પ્રમાણમાં લોકશાહીની નાગરિક નીતિ વિશુદ્ધ થતી જશે.)

# ૭

# લોકરાજ્ય અને આત્મરાજ્ય

### ૯૭. સત્યયુગનો દંડહીન સમાજ

લોકરાજ્યનો અંતિમ વિકાસ આત્મરાજ્યમાં થવો જોઈએ એમ અમે આગળ કહ્યું છે. તેનું વધારે સ્પષ્ટીકરણ આ પ્રકરણમાં કરીને આ પુસ્તક પૂરું કરવાનો વિચાર છે. આધુનિક યુરોપમાં અરાજ્યવાદનો પુરસ્કાર કરનારા જે અનેક વિચારવાન લોકો થઈ ગયા તેઓ મોટે ભાગે રાજ્યસંસ્થાનો કેવળ ભૌતિક દૃષ્ટિથી વિચાર કરનારા છે. આ જ ભૌતિક અરાજ્યવાદીઓના જેવા, પણ આધ્યાત્મિક દૃષ્ટિથી રાજ્ય-સંસ્થાનો વિચાર કરનારા, કાઉન્ટ ટૉલ્સ્ટૉય જેવા, રાજ્ય-સંસ્થાની હિંસાનો નિષેધ કરનારા, તેમ જ રાજ્યસંસ્થા જ જોઈતી નથી એમ કહેનારા પણ કેટલાક લોકો છે.

આ આધ્યાત્મિક અરાજ્યવાદને જ અમે આત્મરાજ્યવાદ એવું નામ આપ્યુ છે. મહાભારતમાં સત્યયુગનું વર્ણન કરતી વખતે,

> नैव राज्यं न राजाऽऽसीत् न च दण्डो न दाण्डिकः ।
> धर्मेणैव प्रजाः सर्वा रक्षन्ति स्म परस्परम् ॥

એટલે તે કાળમાં બધી જ પ્રજા એકબીજાનું ધર્મબુદ્ધિથી રક્ષણ કરતી હતી, તેથી તે વખતે રાજ્ય નામની સંસ્થા ન હતી, એટલે કે, રાજદંડ તેમ જ રાજદંડ ધારણ કરનારો રાજા પણ ન હતો, એવું વર્ણન કરેલું છે. રાજધર્મની મીમાંસા કરતી વખતે આ વર્ણન થયેલું છે અને બધી

પ્રજાઓ* આ સ્વયંપ્રેરણાથી ન્યાયાનુસારી થાય એ જ રાજધર્મનું ધ્યેય અથવા સાધ્ય હોવું જોઈએ, એમ કહેનારનો મહાભારતકારનો આશય છે. લોકો લોભથી, ભીતિથી કે અહંકારથી પાપ કરવાને પ્રવૃત્ત થાય છે અને તેથી આવા પાપાચરણી લોકોનું શાસન કરીને સદાચરણી સાધુ લોકોનું સંરક્ષણ કરવા માટે રાજ્યસંસ્થા કે તેમાંની દંડસંસ્થા નિર્માણ થઈ છે, એમ અહીં કલ્પવામાં આવ્યું છે પુણ્યશાળી અને પાપી એમ માણસોના બે જુદા વર્ગો પૈકી પાપી લોકોથી પુણ્યશીલ લોકોનું સંરક્ષણ કરવા માટે રાજ્યસંસ્થા હિંસા કરે છે એવી આ રાજકીય હિંસાની મીમાંસા છે.

## ૯૮. પાપ પ્રવૃત્તિ શાથી વધે છે?

પણ પ્રત્યક્ષ દુનિયા તરફ જોતાં આ મીમાંસામાં ઘણા દોષો દેખાય છે. પુણ્યશીલ અથવા ન્યાયનિષ્ઠ અને પાપાચરણી અથવા પરપીડક એવા માણસના બે અલગ વર્ગો પાડી શકાતા નથી. સામાન્યતઃ પુણ્યશીલ ગણાતા કે સદાચારી તરીકે ઓળખાતા લોકો સંકટમાં આવી પડે છે ત્યારે દુરાચારી બની જતા જોવામાં આવે છે, અને પાપાચરણી ગણાતા લોકો પણ ભિન્ન પરિસ્થિતિમાં પાપ કરવા પ્રવૃત્ત થતા નથી. દરેક માણસના અંતઃકરણમાં સત્પ્રવૃત્તિ અને દુષ્પ્રવૃત્તિ એ બે વચ્ચે દ્વન્દ્વયુદ્ધ ચાલુ હોય છે અને આ બે પ્રવૃત્તિમાંથી કઈ પરિસ્થિતિમાં કઈ પ્રવૃત્તિ પ્રબળ બનશે તેનો ઘણો અંશે બાહ્ય પરિસ્થિતિ ઉપર આધાર હોય છે.

સમાજના જુદા જુદા વર્ગની વ્યક્તિઓનું નિરીક્ષણ કરીએ તો એમ દેખાય છે કે, તેમની સામાજિક પરિસ્થિતિની જુદી જુદી અસર તે પરિસ્થિતિમાં ઊછરીને મોટા થયેલા બાળકોના સ્વભાવ ઉપર થાય છે અને કેળવણી અને સામાજિક સંસ્કારના પણ સારા માઠા પરિણામ માણસોના સ્વભાવ ઉપર થાય છે સમાજમા એવા અનેક વર્ગો છે કે જેમની ઉપર આ કેળવણીના કે સંસ્કૃતિના સંસ્કાર બિલકુલ પડતા નથી, ધંધાને અનુસરીને પોતાનું ગુજરાન ચલાવવું પણ તેમને માટે મુશ્કેલ હોય છે, તેમ જ સમાજ તેમની તરફ પ્રેમથી અને આત્મીયતાથી જોતો નથી આવા લોકો જો દુરાચારી બને, અન્યાયી આચરણ કરવા લાગે અને સમાજનો દ્વેષ કરવા માંડે, તો તેનો દોષ કેવળ તેમને શિરે જતો નથી, પણ તે સમાજને શિરે પણ જાય છે આવા લોકોને મુક્ત કરવાથી તેઓ સત્પ્રવૃત્ત થાય એવો પણ અનુભવ નથી કાયદાનો ભંગ કર્યા વિના જેઓ જીવી જ શકતા નથી તેઓ, કાયદાનો ભંગ અમે ન કરીએ તો અમારે જીવવું શી રીતે, એવો સવાલ જરૂર પૂછી શકે

## ૯૯ કાયદાનો ભંગ ન કરનારા પુણ્યશીલ હોય છે ખરા?

બીજું જેઓ કાયદાનો ભંગ કર્યા વિના પોતાનું ગુજરાન ચલાવી શકે છે અથવા ઐહિક વૈભવ પ્રાપ્ત કરી શકે છે, તે બધા સદાચરણી જ હોય છે ખરા કે? કાયદેસર વહેવાર કરીને લોકોને પીડી કે કનડી શકાતા નથી કે? ભૂખમરાના

ડરથી પોતાની મજૂરી જેમને નજીવી કિંમતે વેચવી પડે છે, તેમની તે મજૂરી વેચાતી રાખીને માન પેદા કરનારા, તે માન ગરજવાન ઘરાકોને તેમની ગરજનો ગેરલાભ લઈને વેચનારા, અને મુસ્કેલીમા સપડાયેનાઓને પૈસા ધીરીને એ શાહુકારી પર તવંગર થનારા, — આ બધા લોકો કાનદેમર વર્તન કરતા હોય તોપણ તેઓ પરપીડક અથવા પાપા ચરણી નથી એમ કહી શકાય ખરુ?

વળી જેઓ ન્યાયપ્રસ્થાપના કરવા માટે સ્થાપન થયેલી રાજસંસ્થાના સેવક થઈને દમામથી ફરે છે તે પણ બધા પુણ્યશીલ જ હોય છે શુ? અનેક અન્યાયી કાનદાઓનો તેઓ જાણીબૂઝીને અમલ કરે છે, અનેક પક્ષપાતના કૃત્યો તેમને હાથે થયા કરે છે, અને તેમનામાના ઘણા તો પ્રત્યક્ષ કાયદાનુ ઉલ્લઘન કરીને પણ પોતાનો સ્વાર્થ સાધતા હોય છે. તુરગમાના કેદીઓ, તેમની ઉપર દેખરેખ રાખનાર અને પહેરો ભરતા પોલીસો અને તેમના ઉપરીઅમલદારો, એ બધાના વહેવાર ઉપર શુદ્ધ નૈતિક દૃષ્ટિનો પહેરો રાખવામા આવે તો તેમનામાથી વધારે ગુનેગાર કોણ અને ઓછા ગુનેગાર કોણ તે કહેવુ બહુ મુસ્કેલ થશે. સમાજના ખુદ ન્યાયપ્રસ્થાપનાના કામને માટે નીમેલા લોકો જો આવા છે, તો બીજા વહેવારોમા કામ કરતા લોકો કેવા હશે?

### ૧૦૦. શ્રીમતો માટે સરકારનો પક્ષપાત

શ્રીમતોની સપત્તિ ઉપર ધાડ પાડનારા ચોરોને તથા લુગારુઓને, બદમાશોને અને દગાબાજોને ઠેકાણે પાડવાનુ કામ પોલીસ અને ન્યાયાધીશો કરતા હોય છે. પણ શ્રીમતો

તરફથી ગરીબોને જે કનડગત થાય છે તેનું નિવારણ માત્ર
આજના કાયદાઓથી થતું નથી. પૈસાદારોના પૈસાનું રક્ષણ
કરવાની જવાબદારી લેનારી સરકારો ગરીબોના પ્રાણનું
રક્ષણ કરવાની જવાબદારી હજી લેતી નથી. એક મિલ
કાઢીને લાખો રૂપિયા મેળવનારની સંપત્તિનું રક્ષણ કરવું, એ
દરેક સરકારનું પવિત્ર કર્તવ્ય માનવામાં આવે છે; પણ એ
મિલ સ્થાપન થવાને પરિણામે જે હજારો હાથઉદ્યોગના
ધંધા કરનારાઓ બેકાર બનીને રઝળતા થાય છે, તેમના
ગુજરાનનો સવાલ કેવી રીતે ઉકેલવો, તેનો વિચાર સરકારો
કરતી નથી. મિલના મજૂરો હડતાળ પાડે અને તેમની
ચળવળમાંથી તોફાન થવાનો સંભવ પેદા થાય તો પોતાની
પોલીસ અને લશ્કર મોકલીને ગોળીબાર કરાવનારી સરકાર,
મજૂરોને ઓછામાં ઓછી અમુક મજૂરી આપવી જ જોઈએ,
એવી કાયદેસર ફરજ માલિકો પર નાખતી નથી. આ
બધા વહેવારો જોઈએ છીએ ત્યારે પરપીડનનું પાપ
કરનારાઓને શાસન કરવા માટે નિર્માણ થયેલી રાજ્યસંસ્થા
પરપીડકોનું જ વધારે રક્ષણ કરે છે કે શું એવી શંકા
થાય છે. આજની રાજ્યસંસ્થા પૈસાદારોનો પક્ષપાત કરે
છે. આજના કાયદાઓ ઉપલા વર્ગનો પક્ષપાત કરે છે, અને
આજનો ન્યાય પણ આ પક્ષપાતથી એ વર્ગ તરફ ઝૂકેલો
છે, એ વિષે કોઈ પણ વિચારવાન માણસને શંકા રહી

## ૧૦૧. રાષ્ટ્રાભિમાનને લીધે થતું પાપાચરણ

પણ રાજ્યસંસ્થાની મારફત થનારાં અન્યાય, જુલમ કે પાપો આટલેથી જ પતતાં નથી. રાષ્ટ્રાભિમાનને નામે બીજાં રાષ્ટ્રો ઉપર આક્રમણ કરીને ત્યાંના લોકોના ખૂન કરવા, આગ લગાડવી, લૂંટફાટ ચલાવવી, અત્યાચારો કરવા વગેરે બધા ઘોર પાપો આજની રાજ્યસંસ્થાઓ મારફત થયા કરે છે. આ અત્યાચાર કરવાની તાલીમ સિપાઈઓને આપવામાં આવે છે અને વિજ્ઞાનનો ઉપયોગ માનવ સંહારના સાધનો શોધી કાઢવાના કામમાં થાય છે. આ બધા પાપાચરણોનો અને હિંસાનો એકત્ર વિચાર કરતા સામાન્ય ગુનેગારો અને તેમની તરફથી જગતને થતી પીડા સાવ નજીવા છે એમ લાગે છે, અને દુનિયામાં ન્યાય પ્રસ્થાપનાને નામે આટલી બધી હિંસા અને આટલા બધા અત્યાચારો કરનારી રાજ્યસંસ્થાને જ નાબૂદ કરવી જોઈએ એમ લાગે છે. આ જ વિચારસરણીમાંથી ભૌતિક અરાજ્યવાદનો જન્મ થયો છે. આજના સમાજના બધા દુઃખો, આપત્તિઓ અને અન્યાયોનું કારણ રાજ્યસંસ્થા જ છે અને તેને મૂળથી ઉખેડી નાખવામાં આવે તો જ સમાજમાં સાચો ન્યાય પ્રસ્થાપિત થશે, અને લોકોને એકબીજાથી થનારી પીડા ઘણી જ ઓછી થશે, એવો આ અરાજ્યવાદીઓનો મત છે.

## ૧૦૨. સામ્યવાદ અને ભૌતિક અરાજ્યવાદ

રાજ્યસંસ્થાની કેવળ ભૌતિક દૃષ્ટિથી મીમાંસા કરનારા સામ્યવાદીઓનો આ બાબતનો મત અરાજ્યવાદીઓના મત

કરતા ઘણો જુદો છે. સમાજને દંડહીન અરાજ્ય અવસ્થા પ્રાપ્ત થવી જોઈએ એ અંતિમ દૃષ્ટિ તેમને પણ માન્ય છે. તેમ છતા આજના સમાજની રાજ્યસંસ્થાનો એકાએક અંત લાવી દેવો એ તે અવસ્થાએ પહોચવાનો ઉપાય નથી એમ તેમને લાગે છે. આજની રાજ્યસંસ્થા મૂડીદાર વર્ગની પક્ષપાતી છે અને તેને આશ્રયે સમાજ પર જે અન્યાય અથવા જુલમ થઈ રહ્યો છે તેને પરિણામે જ સમાજમા ગુનાનું પ્રમાણ વધી રહ્યુ છે એ પણ તેઓ સ્વીકારે છે. તેમ છતા આજની સામાજિક આપત્તિઓનુ મૂળ રાજ્યસંસ્થા નથી, પણ તે રાજ્યસંસ્થા જે વર્ગસંસ્થાનું રક્ષણ કરી રહી છે, તે વર્ગસંસ્થા આ આપત્તિનું સાચુ મૂળ છે તે જ પ્રમાણે આ વર્ગસંસ્થા પણ સમાજની કોઈ પણ સ્થિતિમા અસમર્થનીય હોય છે, એમ કહી શકાય નહિ જ્યારે સમાજમા ધનોત્પાદન બહુ નાના પાયા પર થાય છે, ત્યારે બધા જ લોકો ભૌતિક દૃષ્ટિએ ગરીબીમા રહે તેના કરતા થોડાક લોકો કઈક સુસ્થિતિમા રહે અને ધનોત્પાદન સિવાય બીજા કામો કરીને સામાજની સંસ્કૃતિના બીજાં અંગો વિકસાવે, એ પણ કેટલેક અંશે અપરિહાર્ય અને સમર્થનીય ઠરે છે. પણ વિજ્ઞાનની પ્રગતિ થવાથી ધનોત્પાદન સુલભ થાય છે, ત્યારે સમાજની વધતી જતી પત્તિની તેમ જ સંસ્કૃતિની વહેચણી વધારે સમાનતાથી ...ાય એ જરૂરનું અને શક્ય બને છે. આજે વિજ્ઞાનમા થયેલી પ્રગતિને લીધે જ સમાજરચનામા રહેલી બધી જાતની ગુલામી નાબૂદ કરીને વર્ગસંસ્થા તોડી નાખવાનું શક્ય, આવશ્યક અને

અપરિહાર્ય થયુ છે. આ ભૌતિક ધનોત્પાદન વધ્યુ છે તેથી વર્ગસંસ્થાવાળા સમાજમા રહેલા અંતર્વિરોધો વધી રહ્યા છે અને તેને માથે જ આર્થિક કટોકટીઓ ઉપરાઉપરી આવીપડે છે. મૂડીવાળો વર્ગ ધનોત્પાદનનો વેગ અને પ્રમાણ વધારી રહ્યો છે અને સમાજની બહુજન સંખ્યાને નિચોવીને તેની ખરીદશક્તિ ઘટાડ્યા કરે છે. તેથી માલની પેદાશ થાય છે, પણ તેનો ઉપાડ થતો નથી, અને ઉપાડ બંધ થતા પેદાશ પણ બંધ થઈ જાય છે આવી રીતે સમાજનુ ધનોત્પાદક યંત્ર એકદમ અટકી પડે છે અને મૂડીવાળો વર્ગ પોતાનુ સામાજિક કાર્ય કરવા માટે નાલાયક નીવડે છે તેની સાથે જ તે આજે બિનજરૂરી પણ થઈ પડ્યો છે, કારણ કે તે ધનોત્પાદનનુ બધુ કામ પગારદાર નોકરો પાસેથી કરાવે છે અને પોતે કેવળ તેમની મજૂરીથી પેદા થતી સંપત્તિમાના અવશેષનો ઉપભોગ કરવાની વેતરણમા રહે છે આવી રીતે સમાજને બિનજરૂરી અને પોતાને ભાગે આવતુ કર્તવ્ય કરવા માટે નાલાયક ઠરેલા વર્ગના હાથમા રાજ્યસંસ્થા જવાથી સામાજિક અન્યાયની હદ આવી ગઈ છે આ રાજ્યસંસ્થા તેના હાથમાથી છીનવી લેવા માગતો અને તેની મદદ વિના સમાજના જીવનને આવશ્યક હોય એવુ ધનોત્પાદનનુ કાર્ય તેનાથી વધારે યોગ્ય રીતે કરી બતાવવાની લાયકાત ધરાવનારો મજૂર વર્ગ આ અન્યાયોની સામે ક્રાન્તિ કરવા તૈયાર થયો છે આ ક્રાન્તિમા વિજયી થયા પછી વર્ગસંસ્થાનો અંત લાવીને અને એકવર્ગી સમાજની સ્થાપના કરીને તેમાનુ ધનોત્પાદનનુ કાર્ય વરસો સુધી

વ્યવસ્થિતપણે કરી બનાવ્યા પછી જ સમાજને અરાજ્ય અવસ્થા પ્રાપ્ત થઈ શકશે, અને તે પણ ક્રમે ક્રમે પ્રાપ્ત થઈ શકશે, એવો સામ્યવાદીઓનો મત છે. સમાજને આ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યાં સુધીના કાળ દરમ્યાન સમાજને, રાજ્ય-સંસ્થાની આવશ્યકતા છે જ, પણ તે આજના લોકશાહી રાજતંત્રની નહીં પણ અનિયંત્રિત મજૂરશાહીના રાજ્યતંત્રની છે. એક વાર મજૂરશાહી પોતાના આ કામમાં સફળ થાય અને તે વર્ગસંસ્થાને નાબૂદ કરીને એકવર્ગી સમાજ સ્થાપન કરે એટલે બધા લોકોની ભૌતિક જરૂરિયાતો સમાજ તરફથી યોગ્ય રીતે સંતોષવામાં આવશે, ઉદ્યમ વિના પૈસો કમાવાની ટેવ કોઈને પણ રહેશે નહિ, સ્વાર્થ અને સમાજહિત એ બે વચ્ચેનું દ્વૈત નષ્ટ થશે, અને સમાજસેવા કરવી એ જ સ્વાર્થસાધનાનો માર્ગ છે એવો અનુભવ બધાને થવા માંડશે. અને સમાજવિરોધી સ્વાર્થ, લોભ ઈર્ષ્યાદિનો વિનાશ થઈને માનવ સ્વભાવમાં રહેલી ગુનાઓ કરવાની વૃત્તિ નાશ પામશે. મૂડીવાદી વર્ગની હસ્તી મટી જવાથી માણસ માણસ વચ્ચેનો હિતવિરોધ દૂર થશે અને મૂડીવાદને પરિણામે નિર્માણ થનારાં યુદ્ધો બંધ થશે; અને માનવબંધુભાવના બધે ફેલાશે. આવા સમાજનું રાજતંત્ર ધીમે ધીમે નિરુપયોગી બનીને કટાઈ જશે અને અંતે તેનો લોપ થશે. માણસની સમાજવિરોધી વૃત્તિઓ જ નષ્ટ થવાથી તેમને દંડ આપવાની સત્તાની જરૂર જ કોઈને લાગશે નહિ. સાપ જેમ પોતાની કાંચળી ઉતારી દે છે અને પાછો જુવાન બને છે તે જ પ્રમાણે રાજ્યતંત્રનું કવચ નિરુપયોગી થઈને ખરી

કરશે, ત્યારે સમાજ બધાં બાહ્ય બંધનોમાંથી મુક્ત થશે અને સાચી સ્વતંત્રતા ભોગવી શકશે.

### ૧૦૩. ઉપરની દલીલમાં રહેલા દોષો

આ વિચારસરણીમાં એકબે દોષ રહેલા છે તે સ્પષ્ટ કરવાની જરૂર છે. મૂડીવાદનો નાશ થયા પછી જે મજૂરશાહી સ્થાપન થશે તે અનિયંત્રિત હોવાથી તેનાં ખરાબ પરિણામ સામાન્ય જનતાના અથવા મજૂર વર્ગના મન અને બુદ્ધિ ઉપર પ્રતિકૂળ થશે, અને તેમની વિચાર અને આચાર સ્વાતંત્ર્યની વૃત્તિ નાશ પામશે. મજૂરશાહીમાં પણ રાજ્યકારભારનાં સૂત્રો સમગ્ર મજૂર જનતાના હાથમાં નહિ જાય, પણ તે તેમાંની કેટલીક વ્યક્તિઓના જ હાથમાં રહેશે એ ઉઘાડું જ છે. આમ રાજ્યકારભાર કરનારા અધિકારીઓનો એક નોખો વર્ગ જ મજૂરશાહીમાં નિર્માણ થશે અને તેના હાથમાં અનિયંત્રિત સત્તા આવવાથી તે અને જનતા બન્ને તત્ત્વભ્રષ્ટ થઈને અધિકારીઓને અહંકારની અને જનતાને ગુલામીની ટેવ પડ્યા વિના રહેશે નહિ. આવી સ્થિતિમાં જુલમ અને અન્યાય થાય એ અપરિહાર્ય છે અને અધિકારી વર્ગ સુસ્થિર બની જાય તો આમ જનતા ગુલામ બની જશે અને અન્યાયને જ ન્યાય સમજવા લાગશે, અથવા તે જનતા ન્યાયઅન્યાયનું વિવેચન કરવા લાગે અને અન્યાયનો ઉચ્છેદ કરીને ન્યાયની સ્થાપના કરવાનો પ્રયત્ન શરૂ કરે તો અનેક પક્ષો નિર્માણ થઈને યા તો લોકશાહીની પ્રસ્થાપના થશે

અથવા તો તેમાના જ કોઈ પણ બીજા પક્ષની ફરી અનિયંત્રિત સત્તા પ્રસ્થાપિત થશે. પહેલી સ્થિતિ પ્રાપ્ત થાય તો મજૂરશાહીમાંથી અરાજ્ય અવસ્થામાં જવાનો સિદ્ધાન્ત ખોટો ઠરશે અને એકવર્ગી સમાજની લોકશાહી સ્થાપન થશે. બીજી સ્થિતિ આવે તો જે પક્ષની અનિયંત્રિત સત્તા સ્થાપન થઈ હોય, તે પક્ષને પદભ્રષ્ટ કરવા માટે ફરી એકાદ ક્રાન્તિ કરવાની આવશ્યકતા ઊભી થશે. ટૂંકમાં, ગમે તેમ થાય તોપણ અનિયંત્રિત મજૂરશાહીમાંથી સમાજ સીધો અરાજ્ય અવસ્થામાં જઈ શકશે એ કલ્પના ભ્રામક ઠરે છે, અને એકવર્ગી સમાજને પણ જો કોઈ ને કોઈ રાજ્યતંત્રની જરૂર હોય તો તે રાજ્યતંત્ર અનિયંત્રિત નહિ પણ લોકનિયંત્રિત હોય એ જ આવશ્યક અને ઇષ્ટ ઠરે છે. સમાજને જો કોઈ કાળે પણ અરાજ્ય અવસ્થા પ્રાપ્ત થવાની હોય તો તે કોઈ પણ પ્રકારની અનિયંત્રિત પક્ષસત્તા કે વર્ગસત્તા ભોગવનાર સમાજને મળવાની નથી, પણ શુદ્ધ લોકશાહીના ખુલ્લા અને સ્વતંત્ર વાતાવરણમાં રહેતા સમાજને જ પ્રાપ્ત થઈ શકશે. રશિયામાં સ્ટૅલિનની આગેવાની નીચે પંદર સોળ વરસ સુધી અનિયંત્રિત મજૂરશાહીનો ઉપભોગ કર્યો પછી મજૂર અને ખેડૂત જનતાને મજૂરશાહીનું લોકશાહીમાં રૂપાન્તર થાય તો સારું એમ થવા લાગ્યું અને સ્ટૅલિનના પક્ષે પણ જનતાની એ આકાંક્ષા પૂરી કરવા પોતે લોકશાહીની સ્થાપના કરવા માગે છે એવી જાહેરાત કરીને એક લોકશાહી રાજ્યબંધારણ પણ મંજૂર કરાવી લીધું. એ બંધારણ હજી અમલમાં મુકાયું

નથી અને અનિયંત્રિત સ્ટૅલિનશાહી જ હજી અધિકાર પર આરૂઢ છે. તેમ છતાં અનિયંત્રિત મજૂરશાહીમાંથી સમાજ અરાજ્ય અવસ્થામાં ન જતાં તે લોકશાહી અવસ્થામાં જ જવો જોઈએ એમ રશિયાના મજૂરશાહીના પ્રયોગ ઉપરથી પુરવાર થયુ છે, એમ કહેવાને આજે તો કશી હરકત દેખાતી નથી. ફાશીવાદીઓની અનિયંત્રિત પક્ષસત્તાની જેમ જ સામ્યવાદીઓની અનિયંત્રિત પક્ષસત્તા પણ લોકશાહીની સરખામણીમાં માનવ સંસ્કૃતિની એક પીછેહઠ જ છે; અને તે અવસ્થામાં પડેલા સમાજને ફરી લોકશાહી રાજ્યતંત્રનું અવલંબન કર્યા વિના આત્મોદ્ધારનો માર્ગ મળવાનો નથી, એવો આનો અર્થ થાય છે.

### ૧૦૪. લોકશાહી અને અહિંસક ક્રાન્તિ દ્વારા આદર્શ માનવ સમાજ

તે જ પ્રમાણે સમાજ એકવર્ગી બને તોપણ તેમા સમાજવ્યવસ્થાની બાબતમા અનેક પક્ષો નિર્માણ થાય એ અપરિહાર્ય છે, એ પણ ઉઘાડુ છે. આવા બધા પક્ષોને વિચાર અને પ્રચારસ્વાતંત્ર્ય આપીને તેમને બહુમતી અનુસાર રાજ્યકારભાર કરવાની તક આપવી, એ જ લોકશાહી રાજ્યતંત્રનો ઉદ્દેશ હોય છે. સમાજસત્તાક અવસ્થામાં પણ આવા રાજ્યતંત્રની આવશ્યકતા સમાજને રહેશે, કારણ કે ત્યાં પણ સમાજના બધા નિર્ણયોને કેવળ સ્વયંસ્ફૂર્તિથી બધા લોકો અનુસરશે અથવા એ નિર્ણયોને અંગે મતભેદ નહિ થાય એમ માની શકાય નહિ. ન્યાયબુદ્ધિ

અને સ્વાર્થબુદ્ધિ એ બે વચ્ચેની ખેંચતાણ આજે મૂડીવાદી સમાજમાં બહુ વધી પડી છે, તે સમાજસત્તાક અવસ્થામાં ઘણી ઓછી થશે. આજે માણસ પોતાનો ન્યાયી સ્વાર્થ પણ અન્યાયનો આશરો લીધા વિના સાધી શકતો નથી એવી સ્થિતિ છે. માણસમાત્રને આજના સમાજમાં કોઈ પણ જાતની સલામતી લાગતી નથી. તેથી તે વધારે સ્વાર્થી, વધારે લોભી અને વધારે મત્સરવાળો બન્યો છે. સમાજસત્તાક અવસ્થામાં સ્વાર્થ, લોભ, મત્સર, સ્પર્ધા, અસૂયા, એ બધી વૃત્તિઓ ઓછી થશે. પણ માનવી અંતઃકરણમાં રહેલી દુષ્ટ વૃત્તિઓનો ઉદ્‌ભવ કેવળ અન્યાયી કે જુલમી સમાજરચનાને લીધે જ થાય છે અને તેથી તે સમાજરચના બદલવામાં આવે તો અથવા તેમાં ક્રાન્તિ થાય તો આ દુષ્ટ વૃત્તિઓ નાબૂદ થશે એમ માનવું, એમાં સામાજિક પ્રશ્નોનો વિચાર કરવાની કેવળ એકાંગી દૃષ્ટિ છે. આ વિચારસરણીની બીજી પણ એક બાજુ છે, અને તે એ છે કે, માણસના સ્વભાવના બંધારણમાં જ દુષ્ટ વૃત્તિનાં પણ બીજ રહેલાં છે; અને સ્વાર્થને, અહંકારને, લોભને, આળસને, ભીરુતાને અને ગુલામીને ચોંટી રહેવાની તેની વૃત્તિને લીધે જ સમાજમાં અન્યાયી સંસ્થાઓ નિર્માણ થાય છે અને ટકી રહે છે. આ દુષ્ટ વૃત્તિઓ નિર્મૂળ થાય તે માટે કેવળ બાહ્ય ભૌતિક પરિસ્થિતિમાં સુધારણા કરવાથી કામ પાર પડશે નહીં. એટલું જ નહિ. પણ એ વૃત્તિઓનો ઉપશમ કરવાની સંયમી, તત્ત્વનિષ્ઠ અને પરાર્થી વૃત્તિ પ્રથમ લોકોના

અંતઃકરણમાં થોડેઘણે અંશે પણ કેળવાયા વિના આ બાહ્ય ભૌતિક અને સામાજિક પરિસ્થિતિમાં પણ ઇષ્ટ ક્રાન્તિ થઈ શકશે નહિ. જે લોકો આ ક્રાન્તિ કરવા માટે બહાર પડે તેમણે પોતાના અન્તઃકરણમાં રહેલી સ્વાર્થ, અહંકાર મદ, મત્સર વગેરે દુષ્ટ ભાવનાઓ ઉપર પ્રથમ વિજય મેળવવો જોઈએ. જેટલા પ્રમાણમાં આ ભાવનાઓ તેમના અંતઃકરણમાં લપાઈને બેઠેલી હશે, તેટલા પ્રમાણમાં તેઓ જે ક્રાન્તિ કરશે તેમાં અને તે ક્રાન્તિ પછી જે રાજ્યતંત્ર અને સમાજતંત્ર પ્રસ્થાપિત કરશે તેમાં આ દુષ્ટ વૃત્તિઓનું પ્રતિબિંબ પડશે જ. સશસ્ત્ર ક્રાન્તિના માર્ગમાં આ જ મોટો દોષ રહેલો છે. અને સશસ્ત્ર ક્રાન્તિ પછી ન્યાયને નામે અન્યાયની પ્રસ્થાપના થયાનો અનુભવ ઇતિહાસમાં વારંવાર થાય છે તેનું પણ આ જ કારણ છે. ન્યાયી સમાજરચના સ્થાપવી એટલે જ અહિંસાની સ્થાપના કરવી, એ સામાજિક ક્રાન્તિનું ધ્યેય હોય છે એમ કહેવું જોઈએ. સત્યનિષ્ઠ અને પ્રેમમય માનવોનો સમાજ નિર્માણ કરવો, એ જ દરેક ક્રાન્તિનું જાહેર ધ્યેય અથવા સાધ્ય હોય છે; પણ ક્રાન્તિકારીઓ શસ્ત્ર ધારણ કરે અને ગમે તેવાં સાધનો દ્વારા પોતાના હાથમાં સત્તા લેવાનું નક્કી કરે, એટલે તેમની જ વિવેકશક્તિ ભ્રષ્ટ થવાનું જોખમ પેદા થાય છે. વિશેષતઃ સમાજમાં સર્વાંગી ક્રાન્તિ કરાવવાના પ્રયત્નમાં આ જોખમ વધારે પ્રમાણમાં હોય છે. સમાજની બધી જ વ્યવસ્થા ધરમૂળથી ઉખાડી નાખવાનો આ પ્રયત્ન હોય છે, અને તે સફળ થયા પછી થોડા વખત

સુધી આખી સમાજવ્યવસ્થા જ નવેસર ગોઠવીને તેને શસ્ત્રબળનો ટેકો આપવો પડે છે. આ કાર્ય હિંસક સાધનો દ્વારા કરવામાં આવે તો અપૂર્ણ અને વિકૃત થયા વિના રહેતું નથી. આ અપૂર્ણતા અને વિકૃતિમાંથી જ નવા અન્યાયો નિર્માણ થાય છે. એટલા માટે જ નિઃશસ્ત્ર સત્યાગ્રહી ક્રાન્તિશાસ્ત્ર નિર્માણ થયું છે. એ યશસ્વી થાય તો મૂડીવાદી લોકશાહીમાંથી સમાજસત્તાક લોકશાહીમાં જવાનો એક અહિંસક માર્ગ ઉપલબ્ધ થશે અને મૂડીવાદી લોકશાહીની વિકૃતિ નષ્ટ થઈને તેને શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થશે. આ એકવર્ગી સમાજની શુદ્ધ લોકશાહી ઓછી હિંસક, વધારે ન્યાયનિષ્ઠ અને વધારે પ્રેમમય હશે. સાધનની શુદ્ધિ સાધ્યની શુદ્ધિને સુરક્ષિત રાખે છે અને સાધનની અશુદ્ધિ સાધ્યમાં પ્રતિબિંબિત થાય છે, એ જ સિદ્ધાન્તને આધારે સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન સશસ્ત્ર ક્રાન્તિમાર્ગને હલકો લેખે છે. અલબત્ત, ગુલામીમાં સબડ્યા કરવા કરતાં સશસ્ત્ર ક્રાન્તિ કરવી એ બહેતર છે અને જેમનામાં સત્યાગ્રહનું અવલંબન કરવાનું નૈતિક સામર્થ્ય ન હોય તેઓ સશસ્ત્ર ક્રાન્તિનો આશ્રય લે એ પણ તેમને માટે સાપેક્ષતાએ ધર્મ જ ઠરે.

### ૧૦૫. લોકશાહી રાજ્યપદ્ધતિમાં ઓછામાં ઓછી હિંસા છે

રાજ્યસંસ્થા ચલાવવામાં હિંસાનો આશ્રય લઈને ન્યાય સ્થાપન કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે ખરો; પણ લોકશાહી રાજ્યમાં આ હિંસા બની શકે તેટલી ઓછી થાય અને તે

ન્યાયપ્રસ્થાપનાને માટે જ છે એમ સિદ્ધ થયા પછી કરવામાં આવે એવી વ્યવસ્થા હોય છે. નાગરિકોના મૂળભૂત હકો કાયદાથી સુરક્ષિત હોય છે અને નિષ્પક્ષ જાહેર તપાસ દ્વારા ગુનેગાર ઠરાવ્યા વિના કોઈનાં પણ જાન, માલ કે સ્વતંત્રતાને હાનિ ન પહોંચે એવી વ્યવસ્થા કરેલી હોય છે. કાયદાને બહુસંખ્ય પ્રજાજનોની સંમતિ મેળવવી પડે છે; અન્યાય કરનારા પક્ષનો અન્યાય લોકો આગળ રજૂ કરીને તે પક્ષને મળતો લોકમતનો ટેકો નષ્ટ કરીને પોતાના હાથમાં સત્તા લેવાની સ્વતંત્રતા બીજા પક્ષોને હોય છે. તેથી ન્યાય-પ્રસ્થાપનાને નામે થનારી હિંસા પણ બને તેટલી ઓછી થાય એવી યોજના કરેલી હોય છે. આવા રાજ્યયંત્ર મારફત થતી હિંસા અને ક્રાન્તિકારક પક્ષ તરફથી થતી હિંસા એ બે વચ્ચે ભારે પ્રમાણભેદ છે. ક્રાન્તિના વખતમાં હિંસા કરનારાઓ ઉપર કાયદેસર બંધારણનું કે લોકમતનું બંધન ટકી શકતું નથી. ક્રાન્તિકારકો કેવળ પોતાના અંતરાત્માને જ જવાબદાર હોય છે. દેશમાં યાદવાસ્થળી જામેલી હોય છે; અને જુદા જુદા પક્ષો પોતપોતાનું બળ સંગઠિત કરીને બધી સત્તા પોતાના હાથમાં લેવાને ગમે તેવાં સાધનો દ્વારા પ્રયત્ન કરે છે. સામાન્ય જનતા મૂંઝાઈ ગયેલી હોય છે, અને સત્તા મેળવવા માટે શરૂ થયેલા માત્સ્યન્યાયમાંથી કોને સફળતા મળશે તે કહેવું મુશ્કેલ હોય છે. અન્યાયોથી પીડાતા દુર્બળ લોકોને આવી પરિસ્થિતિમાં દાદ મળે એ તદ્દન મુશ્કેલ હોય છે. આ અંધાધૂંધીની પરિસ્થિતિ ખલાસ થયા પછી પણ લાંબા વખત સુધી વિજયી થયેલા પક્ષની

વટાવી જઈને અહિંસાની મર્યાદા પાળનારું એક સત્યાગ્રહી ક્રાન્તિશાસ્ત્ર નિર્માણ થઈ રહ્યું છે. તેનો આશરો લેવામાં આવે તો મૂડીવાદી લોકશાહીનું સમાજસત્તાક લોકશાહીમાં રૂપાંતર કરવાનો શાંતિનો માર્ગ મળી શકશે, એવી ફરી આશા ઊભી થઈ છે. લોકશાહીના ધ્યેય સુધી આવી પહોંચેલી માનવ સંસ્કૃતિની ગાડી અનિયંત્રિત પક્ષસત્તાની સ્થાપના કરીને પાછી ન લઈ જતાં, આગળ લઈ જવાનો અને મૂડીવાદના વમળમાં સપડાયેલી લોકશાહીનો પ્રવાહ તે વમળને ફોડીને તેને આગળ વહેવડાવવાનો આ એક સર્વોદયકારી માર્ગ છે.

### ૧૦૭. સત્યાગ્રહ અને રાજકીય અહિંસા

અહીં સુધી સત્યાગ્રહનો કેવળ એક રાજ્યક્રાન્તિ કરવાના માર્ગ તરીકે વિચાર કર્યો. હવે તેની જ મદદથી રાજ્યસંસ્થાનું હિંસક સ્વરૂપ નષ્ટ કરીને આત્મરાજ્યની દિશામાં આપણી સંસ્કૃતિની પ્રગતિ કરવાની શક્તિ આપણને શી રીતે પ્રાપ્ત થઈ શકે, તેનો વિચાર કરીએ. સત્યાગ્રહ એ એક રાજ્યક્રાન્તિનો માર્ગ છે એમ સિદ્ધ થાય તો રાજ્યસંસ્થા મારફત થતી હિંસા નાબૂદ કરવા માટે એ જ માર્ગનો ઉપયોગ થશે એ સિદ્ધ કરવું મુશ્કેલ નથી. રાજ્યસંસ્થાની મારફત બે પ્રકારની હિંસા થાય છે. જે સામાજિક સંસ્થાઓને તેનો ટેકો મળે છે, તે સામાજિક સંસ્થાઓની મારફત થતા અન્યાયોની હિંસા એ એક પ્રકાર; અને રાજ્યસંસ્થાનાં બંધનોનું ઉલ્લંઘન કરવાને પરિણામે થતી શિક્ષાની હિંસા

એ તેનો બીજો પ્રકાર છે. આ પૈકી પહેલા પ્રકારની હિંસા બંધ કરવી અને સામાજિક સંસ્થાઓને ન્યાયાનુસારી બનાવવી એ રાજ્યક્રાન્તિનો ઉદ્દેશ હોય છે. આ ઉદ્દેશ જેટલા પ્રમાણમાં સફળ થાય, તેટલા પ્રમાણમા સમાજરચના અહિંસક અને ન્યાય ઉપર અધિષ્ઠિત થયેલી બનશે અને સ્વાભાવિકપણે જ અન્યાયોને કારણે ગુના કરવા તરફ માણસની જે પ્રવૃત્તિ થાય છે તે પણ ઓછી થશે. આનુ સ્વાભાવિક પરિણામ એ આવશે કે, આ ગુનાની પ્રવૃત્તિ ઓછી થવાથી રાજસંસ્થાએ પોતાના બંધનોનુ ઉલ્લંઘન કરવા માટે કરવી પડતી હિંસા પણ ઘટતી જશે, એ દેખીતુ જ છે. એટલે સામાજિક સંસ્થાઓમા ન્યાયપ્રસ્થાપના કરવા માટે ક્રાન્તિ કરવાને લીધે રાજસંસ્થા પણ વધારે ને વધારે અહિંસક થશે એમ દેખાઈ આવશે

### ૧૦૮. સત્યાગ્રહ અને આધ્યાત્મિક ક્રાન્તિ

પણ સત્યાગ્રહ દ્વારા રાજ્યક્રાન્તિ કરતી વખતે સમાજના અંતરંગમાં પણ ક્રાન્તિ થાય છે સ્વાર્થબુદ્ધિ અને ન્યાયબુદ્ધિ એ બે વચ્ચેની રસાકસીમા સ્વાર્થબુદ્ધિ પર ન્યાયબુદ્ધિનુ પ્રભુત્વ સ્થાપન કરવા માટે ગમે તેના કષ્ટ સહન કરવાની દીક્ષા સત્યાગ્રહી ક્રાન્તિકારકોએ લીધેલી હોય છે અને તેમને અનુસરનારી જનતામાં પણ આ ન્યાયનિષ્ઠાની અને અહિંસાની વૃત્તિ દાખલ થાય છે. માનવી અંતઃકરણમા આવી ક્રાન્તિ થયા વિના કેવળ બાહ્ય, ભૌતિક અથવા સામાજિક ક્રાતિથી મનુષ્યસમાજમા ન્યાયપ્રસ્થાપના થવાની

નથી ગુનાઓ અટકવાના નથી, અને તેથી રાજ્યસંસ્થાની તેમ જ તેની હિંસાની પણ આવશ્યકતા લોકોને જણાયા વિના રહેવાની નથી એથી ઊલટું કેવળ આ અંતરની ક્રાન્તિ પૂરતી છે, બાહ્ય સામાજિક અને ભૌતિક ક્રાન્તિ કરવાની જરૂર નથી એમ કહીએ, તો તેથી પણ ઇષ્ટ ધ્યેયસિદ્ધિ થઈ શકતી નથી અથવા થઈ શકશે નહિ સમાજના અંતરંગમાં થયેલી ક્રાન્તિનો આવિષ્કાર તેના બાહ્ય સ્વરૂપમાં પણ થવો જોઈએ તેમ જ સત્યનિષ્ઠ અને અહિંસાવાદી સાધુઓએ સમાજરચનામાં રહેલા અન્યાય અને અહિંસા દૂર કરવા તરફ દુર્લક્ષ કરવું ન જોઈએ, એમ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન કહે છે આવી રીતે સમાજમાં આન્તર્બાહ્ય ક્રાન્તિ કરનારું આ શસ્ત્ર છે, તેથી તેના અવલંબનથી સામાજિક અન્યાયના મૂળિયાં જ ખોદી કાઢવાનો પ્રયત્ન કરી શકાય તેમ છે આ બાહ્યાભ્યંતર ક્રાન્તિના પ્રયત્ન દ્વારા જ ભવિષ્યના આત્મરાજ્યનો પાયો નખાઈ રહ્યો છે

**૧૦૯ અરાજ્યવાદ અને આત્મરાજ્યવાદ**

રાજ્યસંસ્થા એ એક હિંસક સંસ્થા છે અને તેનું હિંસક સ્વરૂપ નષ્ટ થયા વિના સમાજમાં ન્યાયસંસ્થાપના થઈ એમ કદી કહાય નહિ એ વાત સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનને માન્ય છે અરાજ્યવાદ કે સમાજવાદ અથવા સામ્યવાદ એ બધા જ જેમ એક રીતે સમાજને રાજ્યહીન અવસ્થા તરફ લઈ જઈ રહ્યા છે, અથવા લઈ જવા ઇચ્છે છે, તે જ પ્રમાણે સત્યાગ્રહ પણ એ જ દિશામાં સમાજને લઈ જવા માગે છે પણ કેવળ ભૌતિક બાહ્ય ક્રાન્તિથી

સમાજને દંડહીન અવસ્થા પ્રાપ્ત થઈ શકશે એમ તેને લાગતું નથી. તેમ થવા માટે માણસોના અંતઃકરણમાં ક્રાન્તિ થવી જોઈએ અને તેમાં આત્મરાજ્યની સ્થાપના થવી જોઈએ, એમ સત્યાગ્રહને લાગે છે. આ આત્મરાજ્ય સ્થાપન થયા વિના બાહ્ય રાજ્યસંસ્થા નષ્ટ નહિ થાય; અને તેથી સત્યાગ્રહીઓને ઇષ્ટ એવી અંતિમ અથવા આદર્શ અવસ્થાને 'અરાજ્ય અવસ્થા' એવું નામ ન આપતાં 'આત્મરાજ્ય' એવું નામ અને સત્યાગ્રહના સિદ્ધાંતને 'આત્મરાજ્યવાદ' એવું નામ આપવુ એમ યોગ્ય લાગે છે. આમ કરવાથી બાકુનિન અથવા ક્રૉપોટકિનના ભૌતિક અરાજ્યવાદથી ટૉલ્સ્ટૉય અથવા મહાત્મા ગાંધીના 'અરાજ્યવાદ'ની વિશેષતા વધારે સ્પષ્ટ થઈ શકે છે.

### ૧૧૦. સત્યાગ્રહની સાપેક્ષ દૃષ્ટિ

સત્યાગ્રહની દૃષ્ટિથી રાજ્યસંસ્થા હિંસક છે અને તેથી બધી જાતની હિંસાનો અંત આણવા પ્રવૃત્ત થયેલા સત્યાગ્રહી તત્ત્વજ્ઞાને રાજ્યસંસ્થાનો પણ અંત આણવો રહ્યો એ વિષે શંકાને સ્થાન નથી. પણ આ રાજ્યસંસ્થા એકદમ અત્યાચારથી નષ્ટ કરવાથી સમાજમાં અહિંસા વધશે એવો વિવેકશૂન્ય વિચાર માત્ર સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનને માન્ય નહિ થાય. આજે રાજ્યસંસ્થાનો નાશ કરવામાં આવે તો સમાજ વધારે અહિંસક બનવાને બદલે વધારે હિંસક જ બનશે, અને તેની આ વધેલી હિંસક પ્રવૃત્તિમાંથી બીજી વધારે હિંસામય રાજ્યપદ્ધતિ નિર્માણ થશે, આટલી તારતમ્ય બુદ્ધિ, આટલો વિવેક જેનામાં નહિ હોય તે

અપરિગ્રહના વ્રત લેવા જોઈએ, એટલે કે, તેણે યતિ બનવુ જોઈએ આવો માણસ સ્વસરક્ષણ માટેની હિંસાનો પણ ત્યાગ કરી શકે છે અને પોતાનુ એટલે પોતાના સત્ત્વનું, સ્વત્વનું અથવા નિષ્ઠાનુ રક્ષણ તે કેવળ આત્મબળથી કરી શકે છે આવી અનાસક્તિ અને અપરિગ્રહી વૃત્તિ સામાન્ય જનતામા ઊતરેલી ન હોવાથી સામાન્ય પ્રજાને સ્વસરક્ષણ માટે હિંસા કરવાને કાયદેસર અનુમતિ આપવી જોઈએ એમ પણ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન સ્વીકારે છે જેઓ પોતાનુ તેમ જ પોતાના સત્ત્વનું રક્ષણ આત્મબળથી કરી શકતા નથી તેઓ તે માટે હિંસાનું અવલબન ભલે કરે, પણ તે રાજ્યસસ્થાને પૂરક થાય, એટલે કે જ્યા રાજ્યસસ્થા સરક્ષણ કરી શકે નહિ, ત્યા જ જાતે હિંસા કરવાનો હક નિરુપાયે પોતાના સ્વસરક્ષણ માટે વાપરવો, અને તે હક એ મર્યાદામા જ વાપરવામા આવે છે એમ અદાલત આગળ સિદ્ધ કરવુ જોઈએ, એવી પ્રજાધર્મની હિંસાની મર્યાદા છે

**૧૧૨ રાજધર્મમા રહેલી હિંસાનો અંત ક્યારે થશે?**

રાજધર્મની હિંસાની મર્યાદા આથી વધારે વ્યાપક છે પ્રજાજનોના જાનમાલના અને સ્વત્વના સરક્ષણ માટે પોલીસ, લશ્કર વગેરે સસ્થાઓ રાખવી અને ન્યાયને અનુસરીને દડ, શાસન અથવા સજા કરવી એ રાજધર્મનું આચરણ કરનારાઓનું કર્તવ્ય છે અલબત્ત, પ્રજાજનોની અહિંસા વૃત્તિ જેટલા પ્રમાણમા વધશે તેટલા પ્રમાણમા રાજધર્મની હિંસા નિરુપયોગી નીવડશે અને પ્રજા સપૂર્ણ અહિંસક

બનશે, તેની સાથે જ રાજ્યધર્મનો પણ લોપ થશે, અને

> नैव राज्य न राजाऽऽसीत् न च दण्डो न दाण्डिक ।
> धर्मेणैव प्रजा सर्वा रक्षन्ति स्म परस्परम् ॥

એવી મહાભારતમા વર્ણવેલી સત્યયુગની કે આત્મરાજ્યની સ્થિતિ પ્રાપ્ત થશે

સત્યાગ્રહની આવી દૃષ્ટિ હોવાથી તે અહિંસાના પ્રચારની શરૂઆત યતિધર્મથી કરે છે, અને પછી પ્રજાધર્મમાથી રાજધર્મમા તેનો પ્રવેશ થશે એમ જાણીને તે પોતાનુ કામ કરે છે રાજ્યક્રાન્તિ શી રીતે કરવી એ પ્રજાધર્મનો વિષય છે અને તે રાજ્યક્રાન્તિ અહિંસાથી શી રીતે થઈ શકાય તે બતાવી આપવાની જવાબદારી સત્યાગ્રહી યતિવર્ગને શિરે છે આ જવાબદારી જો તે વર્ગ યોગ્ય રીતે પાર પાડે તો રાજ્યક્રાન્તિ માટે કરવી પડતી હિંસા પ્રજાધર્મમાથી નષ્ટ થશે, અને અનિયન્ત્રિત સત્તામાથી લોકશાહીમા અને મૂડીવાદી લોકશાહીમાથી સમાજસત્તાક લોકશાહીમા સમાજને લઈ જતી વખતે થનારી હિંસા ટાળી શકાશે, અને આ બાહ્ય ક્રાન્તિની સાથે જ સમાજના અંતરમા પણ ક્રાન્તિ થશે અને આત્મરાજ્ય માટેની પૂર્વતૈયારી થઈ શકશે

## ૧૧૨ સમાજસત્તાક લોકશાહી અને સત્તાનુ વિકેન્દ્રીકરણ

આમ થઈ શકે તે માટે કેવળ સમાજસત્તાક લોકશાહીની સ્થાપના થાય એટલુ જ બસ નથી, પણ આ સમાજસત્તાક લોકશાહીની રાજ્યસત્તાનું પણ અનેક સંસ્થાઓમા વિકેન્દ્રીકરણ થવુ જોઈએ, એટલે કે તે સત્તા અનેક સંસ્થા

એમાં વહેંચાવી જોઈએ. સમાજસત્તાક લોકશાહી રાજ્યમાં રાજ્યસંસ્થાના કાર્યનો પસારો ખૂબ વધે છે અને તેની સાથે અધિકારી વર્ગની સંખ્યા, સત્તા અને મહત્ત્વ, એ બધું વધતું જાય છે. તેથી આ બધો અધિકારી વર્ગ કેવળ મધ્યવર્તી સરકારના કાબૂ નીચે હોય, અને તે મધ્યવર્તી સરકાર ઉપર લોકપ્રતિનિધિઓની સત્તા હોય તોપણ તે વર્ગનો જુલમ લોકો પર થયા વિના રહેતો નહિ. એટલા માટે રાજ્યના જુદા જુદા પ્રાદેશિક અને સ્થાનિક વિભાગો પાડીને રાજ્યસત્તા તે તે પ્રદેશના લોકોની પ્રાતિનિધિક સંસ્થાઓને શક્ય તેટલા પ્રમાણમાં સોંપવી જોઈએ. સત્તાનું કેન્દ્રીકરણ લોકશાહીને મારક હોય છે અને સાચી અસરકારક લોકસત્તા નાના પ્રદેશો ઉપર જ ચલાવી શકાય છે. એ દૃષ્ટિથી રાજસત્તાનું આવી રીતે વિકેન્દ્રીકરણ થાય એ લોકસ્વાતંત્ર્યની દૃષ્ટિથી જરૂરનું છે. તે જ પ્રમાણે રાજ્યસંસ્થાની હિંસા કરવાની વૃત્તિ ઓછી થાય અને કેવળ સંરક્ષક ખાતાની આ પ્રવૃત્તિ કેળવણી, ધનોત્પાદન વગેરે રાષ્ટ્રસંવર્ધનનાં અંગોમાં દાખલ ન થાય એ દૃષ્ટિએ પણ આ આવશ્યક છે.

તે જ પ્રમાણે બધું મોટા પાયા પરનું ધનોત્પાદન સરકારી માલકીનું બનાવી દીધું એટલે તેમાં કામ કરનારાઓ ઉપર થતો જુલમ સાવ નાબૂદ થશે અને તેમને સ્વતંત્રતાનો અનુભવ થવા લાગશે એમ પણ કહી શકાય નહિ. આ ઉદ્યોગધંધાઓનું પણ સારી પેઠે વિકેન્દ્રીકરણ થવું જોઈએ અને તેમાં કામ કરનારા લોકોને તેના નિયંત્રણમાં હિસ્સો

મળવો જોઈએ. આ નિયંત્રણના હકને વ્યાવસાયિક સ્વરાજ કહે છે. આમ સ્થાનિક સ્વરાજ અને વ્યાવસાયિક સ્વરાજ એ બેનો જેમ જેમ વિકાસ થશે તેમ તેમ રાજસત્તાનું કેન્દ્રીકરણ ઓછું થશે; અને તે જેમ જેમ ઓછું થશે તેમ તેમ અધિકારી વર્ગનો અથવા નોકરશાહીનો જુલમ નાશ પામશે. તે જ પ્રમાણે આ સ્થાનિક અને વ્યાવસાયિક સ્વરાજ્યના વિકાસ માટે તેમ જ રાજકીય સત્તાના વિકેન્દ્રીકરણની પ્રગતિ માટે ઔદ્યોગિક વિકેન્દ્રીકરણ અને સ્થાનિક અને પ્રાદેશિક આર્થિક સ્વયંપૂર્ણતા સ્થાપન કરવાની પણ આવશ્યકતા છે. રાજસત્તાની જબરદસ્તીનો તેમ જ રાજ્યસંસ્થાની હિંસાનો અંત લાવવાને માટે આ બધા સુધારાઓની જરૂર છે. રાજ્યનો દરેક વિભાગ આર્થિક દૃષ્ટિએ બને તેટલો સ્વયંપૂર્ણ બને, સ્થાનિક અને વ્યાવસાયિક સ્વરાજ્યની વૃદ્ધિ થાય, રાજસત્તાને આ જુદાં જુદાં કેન્દ્રોમાં વહેંચી નાખવામાં આવે, અને આ બધાં કેન્દ્રોમાંના લોકોને એકવર્ગી લોકશાહીનો અનુભવ થવા લાગે, એટલે તેમની આક્રમક હિંસાવૃત્તિ નાબૂદ થશે; અને આ બધા સુધારા તેઓ સત્યાગ્રહી વૃત્તિથી કરાવી શકે તો આત્મરાજ્યની પૂર્વતૈયારી પૂરી થશે અને રાજ્યસંસ્થાના કવચ વિના આપણે આપણા બધા વહેવારો ચલાવી શકીશું, એવો આત્મવિશ્વાસ લોકોમાં પેદા થશે.

**૧૧૪. સત્યાગ્રહી લોકશાહી અને લશ્કરશાહીનો અંત**

આવાં સ્વયંપૂર્ણ અને સ્વયંશાસિત સત્યાગ્રહી રાજ્યોને પરકીય રાષ્ટ્રના આક્રમણનો ભય રહેશે નહિ, અને તેમની

ઉપર ચડાઈ કરીને તેમની ઉપર આર્થિક અને રાજકીય ગુલામી લાદવી શક્ય નથી તેમ જ લાભદાયક પણ નથી, એમ બીજાં રાજ્યોને પણ જણાશે; અને આવી સંસ્કૃતિનું અનુકરણ કરવાની વૃત્તિ ત્યાંની જનતામાં પણ વધવા લાગશે. આવી રીતે સત્યાગ્રહી સમાજસત્તાક લોકશાહી સંસ્કૃતિ એ જ સાચી માનવ સંસ્કૃતિ છે, એવી દુનિયાની ખાતરી થશે અને દરેક રાજ્યની આમ જનતા તેમ જ તેમાં વસતા સાધુવૃત્તિવાળા લોકનાયકો તેનો સ્વીકાર કરવા માંડશે. આમ થતાં લશ્કરશાહીનો આપોઆપ જ લોપ થશે, અને માનવીની બધી શારીરિક, બૌદ્ધિક અને આત્મિક શક્તિ સંહારશાસ્ત્રના વિકાસ પાછળ ન વપરાતાં પારમાર્થિક અર્થશાસ્ત્રના અને ઉત્પાદનશાસ્ત્રના સંશોધન પાછળ, કલાના વિકાસ પાછળ અને આત્મોન્નતિ પાછળ વપરાવા માંડશે. આવું ઉજ્જવળ ભાવિ લોકશાહી સંસ્કૃતિની આગળ પડયું છે, પણ તેણે આત્મબળનું અને સત્યાગ્રહનું અધિષ્ઠાન સ્વીકારવું જોઈએ. સત્યાગ્રહી ભારતનો આજની દુનિયાને આ જ ઉજ્જવળ સંદેશ છે.

### ૧૧૫. આધુનિક ભારતનો દુનિયાને સંદેશ

આધુનિક ભારતે રાષ્ટ્રીયતાનો અને લોકશાહીનો પ્રથમ સ્વીકાર યુરોપ પાસેથી કર્યો એ વાત ખોટી નથી. લગભગ સો વરસ પહેલાં રાષ્ટ્રીયતા અને લોકશાહીના પાઠ ભારતીય આગેવાનો યુરોપ પાસેથી લેતા હતા. આજે આ ઋણ વ્યાજ સાથે પાછું ચૂકવવાનો કાળ આવેલો છે. આવો

સમય પ્રાપ્ત થવાનું ઘણુંખરું શ્રેય પશ્ચિમની સંસ્કૃતિનું આંધળું અનુકરણ કરનારાઓને ભાગે જતું નથી, પણ આપણી પ્રાચીન સંસ્કૃતિના આધ્યાત્મિક પાયા પર સત્યાગ્રહી નવસંસ્કૃતિ નિર્માણ કરનારા મ. ગાંધીને તેમ જ તેમની પૂર્વે ભારતીય સંસ્કૃતિનું આધ્યાત્મિક અધિષ્ઠાન જાગ્રત અને પ્રભાવી બનાવવાના જેમણે પ્રયત્નો કર્યા તેમને આપવું ઘટે. લોકશાહી સંસ્કૃતિનું ભાવિ સર્વાંશે આ સત્યાગ્રહી પાયા પર અવલંબે છે, એવી અમારી શ્રદ્ધા છે. તે તેવી કેમ છે તેનું થોડુંક વિવેચન આ પુસ્તકમાં કર્યું છે.

# સૂચિ


અંગ્રેજ લોકશાહીની ક્રાન્તિ ૩૮-૩૯
અનિયત્રણ (લેસા ફેર)નો સિદ્ધાન્ત ૧૦૧
અનિયંત્રિત મજૂરશાહી ૧૦૬,૨૦૩, -શાન્યત્રની આવશ્યકતા ૨૦૨
અનિયંત્રિત સત્તા -અને સમાજના ચારિત્ર્યની ભ્રષ્ટતા ૭૮-૮૧, -અને સામ્રાજ્ય લોભ ૬૨-૯૩, ૦ધારીઓની ભ્રષ્ટતા ૭૭-૭૯, ૦ના અપરિહાર્ય દુષ્પરિણામો ૮૪-૮૫, ૦ના નવા પ્રકારો ૬૮-૭૧, ૦ની ઉત્પત્તિની મીમાંસા ૮૭-૮૯, ૦ની કાર્યક્ષમતા અને અનર્થકારિતા ૮૫-૮૭
અનિયંત્રિત સ્ટેલિનશાહી ૨૦૫
અપરિગ્રહ અને અહિંસાની લોકનાયકને જરૂર ૧૬૨-૬૩
અભ્યાસ ૧૦૫
અમેરિકન -ડેમોક્રેટિક પક્ષ ૧૬૫ ૧૬૬, -રિપબ્લિકન પક્ષ ૧૬૫,૧૬૬, -સ્વાતંત્ર્ય પહેલાની અંધાધૂંધી ૫૦, -સ્વાતંત્ર્યનું જાહેરનામું ૪૯-૫૦
અમેરિકા ૦ની મહાજન સભા ૧૪૪, ૦નું સ્વાતંત્ર્ય યુદ્ધ અને ગરીબ વર્ગ ૪૭-૪૯, ૦નો સમાજવાદી પક્ષ ૧૬૮, ૦માંના પક્ષભેદો ૧૬૫-૬૯
અરાજ્ય અવસ્થા ૨૦૪
અરાજ્યવાદ ૧૬૪, -અને આત્મરાજ્યવાદ ૮, ૨૧૪
અહિંસા ૦ની ત્રણ કક્ષાઓ ૨૧૭ ૧૮, ૦વૃત્તિ અને લોકશાહી ૩૦ ૩૫
આત્મબળ ૧૯ -અને બુદ્ધિબળ ૨૫ ૦ની આવશ્યકતા ૨૧૦, ૦ની ક્રાન્તિ ૨૧૯, ૦નું રાજકારણ ૧૨૨-૨૪, ૦નો સિદ્ધાન્ત ૨૬ ૨૯
આત્મરાજ્ય ૮, ૦ની પ્રસ્થાપના ૧૯૨, માટેની પૂર્વ તૈયારી ૨૧૯, ૨૨૧
આત્મરાજ્યવાદ ૧૬૪
આત્મવંચનાની વૃત્તિ ૧૫૯-૬૦
આધુનિક યુરોપની અનિયંત્રિત રાજ્યપદ્ધતિઓ ૮૯,

–યુરોપીય સંસ્કૃતિનો જન્મ ૩૭–૩૮
આધુનિક લોકશાહીના આદર્શની ઉત્પત્તિ ૩૮
આધ્યાત્મિક ક્રાન્તિ અને ભૌતિક ક્રાન્તિ ૨૧૩–૧૪
આન્તરરાષ્ટ્રીય –બંધુભાવના ૩૫, –શાન્તિ અને લોકશાહી ૩૫–૩૬
આર્થિક –ક્રાન્તિના વિરોધમાં સંગઠન ૪૨–૪૩; –વ્યક્તિવાદ ૧૦૦, –વ્યવસ્થા અને સંસ્કૃતિ ૧૭૮–૭૯, –સ્વયંપૂર્ણતા ૨૨૧
ઇંગ્લંડ –અને ફ્રાન્સના બંધારણો ૧૩૪; ૦ના ધનિક વર્ગની શિક્ષણ સંસ્થાઓ ૧૮૫–૮૬; ૦ની મહાજન સભા ૧૪૩ ૪૪, ૦નું લોકશાહી રાજ્યતંત્ર ૧૩૪–૩૬; ૦નો રાષ્ટ્રવાદી પક્ષ ૧૬૪–૬૫; ૦નો સમાજવાદી પક્ષ ૧૬૪–૬૫, ૦માના પક્ષભેદો ૧૬૩–૬૫
ઇતિહાસની ભૌતિક મીમાંસા ૧૭૭–૭૮
ઉદ્યોગ ધંધાઓનું વિકેન્દ્રીકરણ ૧૧૪, ૧૨૦–૨૧
એંજલ્સ ૫૪, ૨૧૧
ઔદ્યોગિક વિકેન્દ્રીકરણ ૧૧૪, ૨૨૦–૨૧
કરારસ્વાતંત્ર્યનો હક ૧૦૭
કાયદાનો ભંગ ન કરનારા અને પુણ્યશીલ ૧૯૬–૯૭
કાયમી –અધિકારીઓની નિમણૂકો ૧૫૩, –અધિકારી વર્ગ ૧૫૨–૫૪, –અને લોકશાહીની ભાવના ૧૫૫
કોર્નવોલિસ, લોર્ડ ૫૦
ક્રોપોટકીનનો ભૌતિક અરાજ્યવાદ ૨૧૫
ક્રોમવેલ, ઓલિવર ૩૮, ૩૯; ૦ની ક્રાન્તિના પરિણામો ૪૭; ૦ની લશ્કરશાહી ૪૩
ગાંધી, મહાત્મા ૧૬૦, ૧૬૨, ૨૨૩; ૦નું રામરાજ્ય ૮; ૦નો અરાજ્યવાદ ૨૧૫
ગુપ્ત મતદાન પદ્ધતિ ૧૪૬
ગ્રંથપ્રામાણ્ય વિ. બુદ્ધિપ્રામાણ્ય ૮૯
ચાતુર્વર્ણ્યનું નિર્માણ ૧૮૦–૮૧
ચાર્ટિસ્ટ ચળવળ ૪૫
ચાર્લ્સ–૧ લો ૩૯; –૨જો ૪૦

જવાબદાર પ્રધાનમંડળ અને પ્રમુખ-અધીન પ્રધાનમંડળ ૧૩૭-૪૦
જાહેર લોકમત ૮૨
જૂરીની પદ્ધતિ ૧૫૬
જોડ, અધ્યાપક ૨૭, ૨૮
જેમ્સ રસ્લે ૪૦
ટિળક, લોકમાન્ય ૬, ૭, ૮
ટોલ્સ્ટોય, લીઓ ૧૯૪, ૦નો અરાજ્યવાદ ૨૧૫
ઠકરાતશાહીનો યુગ ૭૦
ડંડટીન સમાજ ૧૯૪
દ્વિપક્ષી રાજકારણ ૧૭૧-૭૨
ધાર્મિક સુધારકો ૯૪
નાગરિક —નીતિની કેળવણી ૭૬; ૦નું ચારિત્ર્યસંવર્ધન ૭૬; —સ્વાતંત્ર્ય ૧૦
નાઝીવાદની સ્થાપના ૯૧-૯૨
નિયંત્રિત આર્થિક વ્યવસ્થાની નીતિ ૧૦૨
નિઃનામ સેનાનું રાજકારણ ૧૫૮-૬૦
નિષ્ફળ આર્થિક ક્રાન્તિના બીજ ૪૦-૪૨
નિઃશસ્ત્ર સામસામી ક્રાન્તિ-શાસ્ત્ર ૨૦૮
નેપોલિયનની સરકારશાહી પર
ન્યાયની અદાલતોની સ્વતંત્રતા ૧૫૫-૫૭
ન્યાયની સુલભતાની સગવડ ૧૫૬
ન્યાયસંશોધન —અને વૈજ્ઞાનિક સંશોધન ૮૩, —તે સતત ચાલુ રહેવાની જરૂર ૮૧-૮૩, ૦માં નડતા અંતરાયો ૮૩-૮૪
ન્યાયાધિકારીઓની નિમણૂકો ૧૫૭
પક્ષ વિરોધ, હિત વિરોધ અને વર્ગયુદ્ધ ૧૭૪-૭૫
પક્ષાતીત અધિકારી વર્ગ ૧૪૭
પાપ પ્રવૃત્તિનું કારણ સામાજિક પરિસ્થિતિ ૧૯૫-૯૬
પાર્લમેન્ટનું - ધનિકશાહી સ્વરૂપ ૪૫-૪૬
પ્રજાધર્મની અહિંસા ૨૧૭-૧૮
પ્રધાનમંડળના બે પ્રકારો ૧૩૭-૪૦
ફ્રાંસી તત્ત્વજ્ઞાન અને સમાજવાદી તત્ત્વજ્ઞાન ૯૪
ફાસીવાદ —અને લોકશાહી ૭૩; ૦ના દેખાવો ૭૩-૭૫, ૦ની ફિલસૂફી ૭૨-૭૩
ફાસિસત્તાની સ્થાપના ૯૦ ૯૧

ફ્રાન્સ ૦ના પક્ષભેદો ૧૬૯-૭૧, ૦ના સંયુક્ત પ્રધાનમંડળો ૧૭૦, ૦ની મહાજન-સભા ૧૪૪, ૦ની શિક્ષણ-સંસ્થાઓ ૧૮૭-૮૮, ૦નું બંધારણ ૧૩૬, ૦માં લોકશાહીનો જન્મ ૯૦

ફ્રેંચ રાજ્યક્રાન્તિ —અને વર્ગ-યુદ્ધ ૫૧-૫૨, ૦ના વખતના સમાજવાદી ક્રાન્તિકારીઓ ૫૪-૫૫

બંધારણીય સમાજવાદ ૦ની નિષ્ફળતા ૧૨૦, ૦નો ઉદય અને અસ્ત ૧૧૮-૨૦

બન્ધુભાવના ૨૧, —અને રાષ્ટ્રીય ભાવના ૨૨

બહુમતીનો ન્યાય ૭૫

બાકુનિનનો ભૌતિક અરાજ્યવાદ ૨૧૫

બુદ્ધ, ગૌતમ ૧૬૨

બુદ્ધિપ્રામાણ્ય વિ. અંધ પ્રામાણ્ય ૯૯

બુદ્ધિબળ —અને આત્મબળ ૨૬, ૦નું અધૂરાપણું ૧૨૫, ૦નું કાયદેસર રાજકારણ ૨૧૧, ૦નો સિદ્ધાન્ત ૨૭

બુદ્ધિયોગ —અને બુદ્ધિવાદ ૧૬૧, —અને સત્યાગ્રહ ૧૬૧

બુદ્ધિવાદ અને બુદ્ધિયોગ ૧૬૧

બુદ્ધિવાદી રાજકારણ ૧૪૬

બુદ્ધિસ્વાતંત્ર્ય ૧૦૪, —અને લોભ અને હિંસા ૧૯૧-૯૨, —અને સામાજિક પ્રશ્નો ૧૦૦

બેબૂફ ૫૪, ૦ની નુકશાની ૫૫, ૦નો બળવો ૫૫

બોલ્શેવિક ક્રાંતિ ૫૫

ભૌતિક —અરાજ્યવાદ ૧૯૯, —ક્રાન્તિ અને આધ્યાત્મિક ક્રાન્તિ ૨૧૩-૧૪

ભ્રષ્ટ લોકશાહી ૫૮-૬૦

મજૂર પક્ષનો ઈન્ગ્લન્ડમાં જન્મ ૪૬

મધ્યયુરોપની યુદ્ધપછીની સ્થિતિ ૮૯-૯૨

મહાજનસભા -અને પ્રતિનિધિસભા ૧૪૫ -નું પ્રતિગામિત્વ ૧૪૩

માર્ક્સ, કાર્લ ૫૪ ૨૧૧

મુસોલિની ૯૧

મૂડીવાદનો પાયો ૧૭૮ ૭૯

મૂડીવાદી —વ્યક્તિવાદ ૯૫;— સમાજનું વ્યક્તિસ્વાતંત્ર્ય

૧૨૧–૧૩;–સંસ્કૃતિ અને વ્યક્તિવાદ ૧૮૯
મૂડીવાળો વર્ગ અને તેની અપાત્રતા ૨૦૧
મેકડોનલ્ડ, રેમ્સે ૧૬૩
'મન્ડેટ' પદ્ધતિ ૬૨, ૬૫
યતિધર્મની અહિંસા ૨૧૭–૧૮
યુરોપ ૦ની ધર્મક્રાન્તિ ૩૭; ૦ની સામ્રાજ્યશાહીઓની હરીફાઈ ૬૦–૬૧; ૦નો વિકૃત રાષ્ટ્રવાદ ૧૨૮
યુરોપીય લોકશાહી: ધનિકોની લોકશાહી ૪૩
રશિયાનું લોકશાહી રાજ્ય બંધારણ ૨૦૪
રાજકારણ ૦ના ત્રણ પ્રકાર ૧૨૧–૨૪, ૦નું અધ્યાત્મીકરણ ૧૬૦
રાજકીય –અન્યાયોના ત્રણ પ્રકાર ૬૩–૬૪; –પક્ષ સંગઠન ૧૫૮; –પક્ષો અને સત્યાગ્રહી વૃત્તિ ૧૫૮–૬૦; –હિંસાની મીમાંસા ૧૯૫
રાજધર્મની અહિંસા ૨૧૭; ૦નો અંત ૨૧૮
રાજ્યકર્તાઓની લાયકાત અને લોકશાહી ૭૫–૭૭
રાજ્યકારભાર ૦ની આવડતની કસોટી ૭૫; ૦ની કળાના આવશ્યક ગુણો ૭૭
રાજ્યતંત્રનો લોપ ૨૦૨
રાજ્યસંસ્થા દ્વારા થતી દ્વિવિધ હિંસા ૨૧૨
રાષ્ટ્રસંઘ – અને લોકશાહીનો આભાસ ૬૨ ૬૩; ૦ની નિષ્ફળતા ૬૩; ૦ની નિષ્ફળતાની મીમાંસા ૬૩–૬૬
રાષ્ટ્રવાદનો સિદ્ધાન્ત ૧૨૬
રાષ્ટ્રાભિમાનને લીધે થતું પાપાચરણ ૧૯૯
રાષ્ટ્રીય ભાવના ૦ના બે પ્રકાર ૧૨૬–૨૭; ૦ની વિકૃતિ ૬૬–૬૭
રૂઝવેલ્ટ, પ્રમુખ ૧૬૭, ૧૬૮, ૧૭૨
રૉબિસ્પિયર ૫૪
લશ્કરશાહીનો ઉદય અને લોકશાહીનો અસ્ત ૬૦–૬૧
લિલબર્ન અને વિસ્ટૅનલ ૪૧
લુઇ સોળમો ૫૧
લેનિન ૫૪
લેવલેર્સ અને ડિગર્સ ૪૧
લોક નાયકોની નિર્મિતિ ૮૧
લોક રાજ્ય અને આત્મ રાજ્ય ૧૯૪
લોકશાહી: માનવસંસ્કૃતિનો એક આદર્શ ૩; –અને

અહિંસક ક્રાન્તિદ્વારા આદર્શ માનવસમાજની રચના ૨૦૫–૦૬; અને અહિંસાવૃત્તિ ૩૦–૩૫, –અને આંતરરાષ્ટ્રીય શાન્તિ ૩૫–૩૬; અને કેળવણીસંસ્થાઓ ૧૮૫–૮૯, –અને નાગરિક નીતિ ૧૮૯–૯૦, –અને બંધુભાવના ૧૯–૨૧; –અને બહુમતીનું રાજ્ય ૨૦; –અને લોકસ્વાતંત્ર્ય ૯–૧૨; –અને સત્યનિષ્ઠા ૨૩; –અને સત્યાગ્રહી સંપ્રદાય ૨૭, –અને સમાજક્રાન્તિ ૨૧૧–૧૨, –અને સંસ્કૃતિ ૧૯૩, –અને સામાજિક ક્રાન્તિ ૧૨૦–૨૧; –અને સામાજિક સમતા ૧૫–૧૮, –અને સ્વતંત્રતા ૫, –અને સ્વરાજ્ય ૫–૯; ૦ને આત્મબળની જરૂર ૮૪, ૦ને મળેલું ધનિકશાહી વલણ ૪૩–૪૪, ૦ને સત્યાગ્રહના અધિષ્ઠાનની જરૂર ૩૦, ૦નો પ્રથમ ઉદય ૮૯; ૦નો સિદ્ધાન્ત ૩૯, ૦માં જવાબદારીને સ્થાન ૩૨, –આદર્શ અને રાજ્યતંત્રનો પરસ્પર સંબંધ ૧૩૧–૩૨, –આદર્શના પ્રસારનો કાળ ૬૧–૬૨; –નાગરિકનું કર્તવ્ય ૧૯૦; –પરની બે આફતો ૫૩–૫૪; –બંધારણો ૧૬૩; –રાજ્યતંત્રની કસોટી ૧૨; –રાજ્યતંત્રનું સામાન્ય સ્વરૂપ ૩–૫; રાજ્યનો આધાર ૮૭, –રાજ્યપદ્ધતિમાં અંતિમ હિંસા ૨૦૮; –રાજ્યબંધારણનું વર્ગીકરણ ૧૪૧; –રાજ્યોનો યુગ ૧૪૨; ૭૭; –રાષ્ટ્રોના નિર્વાયંતા ૯૩–૯૫

લોકશાહી સંસ્કૃતિ ૧૯૫, –અને બુદ્ધિસ્વાતંત્ર્ય ૧૯૧–૯૨, ૦ને માટે યોગ્ય આર્થિક પાયો ૧૮૩–૮૪, ૦ના વિકાસની અંતિમ કક્ષા ૧૯૨–૯૩; ૦ની કેળવણી ૧૮૮–૮૯

લોકસભા –અને પ્રધાનમંડળ ૧૫૦–૫૨; ૦ના પ્રકારો ૧૫૨; ૦નાં કાર્યો અને અધિકાર ૧૪૮–૫૦; ૦ઓનું બંધારણ અને કાર્યપદ્ધતિ ૧૪૩–૪૭

લોકોનો રાજ્યકારભાર ૧૨–૧૫

વર્ગવિગ્રહમાંથી ક્રાન્તિનો જન્મ ૩૯

વર્ગસંસ્થા –અને લોકશાહી ૧૮૨–૮૩, ની વિછિન્ન થયેલી લોકશાહી ૧૭૬–૭૭, ની ઉત્પત્તિ ૧૭૬, ને તોડવાની જરૂર ૨૦૦, નો ટૂંકો ઈતિહાસ ૧૭૯–૮૨
વિજ્ઞાનના સંશોધકો ૯૯
વિન્સ્ટેનલી ૪૧
વિલ્સન, પ્રેસિડેન્ટ ૧૬૭
વૈજ્ઞાનિક સંશોધન અને ન્યાયસંશોધન ૮૩
વૈરાગ્ય ૧૦૫
વોશિંગટન, જ્યોર્જ ૫૦
વ્યક્તિવાદ ૯૪, –અને માલમિલકતનો હક ૧૦૮–૦૯, –અને રાષ્ટ્રવાદ અને સમાજવાદનો સમન્વય ૧૨૯–31, ૯૭–૯૮,–અને સમાજવાદ ૧૦૨, –અને સુખવાદ ૧૦૫–૦૮, ની ત્રિવિધ ઉત્પત્તિ ૯૮–103, નું આત્મોન્નતિ અને સત્યસંશોધનમાં મહત્ત્વ ૧03, નું શ્રેષ્ઠ અને સાચું સ્વરૂપ ૯૫–૯૬, નું સાચું ક્ષેત્ર ૧૦૩–૦૪
વ્યક્તિવાદી અર્થશાસ્ત્ર ૧૦૭–૦૮
વ્યક્તિસુખવાદ ૧૦૫
વ્યક્તિસ્વાતંત્ર્ય અને બુદ્ધિસ્વાતંત્ર્ય ૧૦૩
વ્યાવસાયિક સ્વરાજ ૨૨૧
શંકરાચાર્ય ૧૬૨
'શે'નો બળવો ૪૮
શ્રમવિભાગની ઉત્પત્તિ ૧૭૮–૮૦
શ્રીકૃષ્ણ ૧૬૨
શ્રીમંતો માટે સરકારનો પક્ષપાત ૧૯૭–૯૮
સત્તાનું વિકેન્દ્રીકરણ ૧૧૪, ૨૧૯–૨૦
સત્યનિષ્ઠા અને લોકશાહી ૨૩–૩૦
સત્યસંશોધન –અને અહિંસાવૃત્તિ ૩૧, ની વૃત્તિ ૨૪, ને માટે પ્રયોગશીલતાની જરૂર ૩૧
સત્યાગ્રહ –અને આધ્યાત્મિક ક્રાન્તિ ૨૧૩ અને રાજકીય અહિંસા ૨૧૨ –અને રાષ્ટ્રવાદ ૧૨૫–૨૮, –સર્વાંગી ક્રાન્તિનું શાસ્ત્ર, ૨૧૬, –સાધનવાદ ૧૬૦ ની સાપેક્ષ દૃષ્ટિ ૨૧૫–૧૬, નો સિદ્ધાન્ત ૨૯.
સત્યાગ્રહી –ક્રાન્તિશાસ્ત્ર ૨૧૨, –તત્ત્વજ્ઞાન અને વ્યક્તિવાદ ૯૫, –તત્ત્વજ્ઞાનની સમન્વયકારિતા ૯૭, –ભારતનો દુનિયાને સંદેશો

૨૨૨–૨૩; –રાષ્ટ્રવાદ ૧૭૩; –રાષ્ટ્રીય ભાવના ૧૨૭ –રાષ્ટ્રીયતા ૧૨૯;–લોકશાહી અને લોકશાહીનો અંત ૨૨૧–૨૨; –વ્યક્તિવાદ ૯૫, ૯૭; –સમાજવાદ ૧૭૩; –સમાજસત્તાક લોકશાહી સંસ્કૃતિ ૨૨૨; –સંપ્રદાય,
સમાજ ૦ની ન્યાયબુદ્ધિનો ઉદ્ધાર ૩૪, ૦મા ન્યાયશોધન ૨૫
સમાજવાદ અને વ્યક્તિવાદ ૧૦૨
સમાજવાદી –ક્રાંતિ અને લોકશાહી ૫૨–૫૩;–તત્ત્વજ્ઞાન અને ફાશી તત્ત્વજ્ઞાન ૬૪
સમાજસત્તા અને ખાનગી મિલ્કત ૧૧૬–૧૭, –અને વ્યક્તિસ્વાતંત્ર ૧૧૧–૧૩
સમાજસત્તાક લોકશાહી ૧૮૪, –અને સત્તાનું વિકેંદ્રીકરણ ૨૧૯–૨૦;વિ. સામ્યવાદ ૧૦૯–૧૦; ૦નું ધ્યેય ૧૧૨–૧૫, ૦મા વ્યક્તિસ્વાતંત્ર્ય ૧૧૩
સશસ્ત્ર ક્રાન્તિની સહાયતા ૨૦૭
સંયુક્ત અને એકકેન્દ્રી રાજ્યબંધારણ ૧૪૦–૪૨
સાચી રાષ્ટ્રીયતા ૧૨૯
સાધુત્વ ૭૫
સામાજિક –ક્રાન્તિનું ધ્યેય ૨૦૭; –ન્યાયસંશોધન ૮૧; –સત્ય ૮૨
સામ્યવાદ –અને ફાશીવાદ ૭૧–૭૩; –અને ભૌતિક અરાજ્યવાદ ૧૯૯–૨૦૦; ૦ના સમાજસત્તાક લોકશાહી સામે આક્ષેપો ૧૧૭–૧૮; ૦ની દલીલ ૭૨; ૦નો પ્રસાર ૧૨૧
સામ્રાજ્યશાહી • –અને લોકશાહી ૫૭–૫૮; રાષ્ટ્રીય ભાવના ૧૨૬–૨૭
સાર્વત્રિક મતાધિકાર ૪૬; ૦નો સિદ્ધાન્ત ૧૪૯
સ્ટેલિન ૨૦૪
સ્નોડન, ફિલિપ ૧૬૩
સ્વરાજ્ય –અને સુરાજ્ય ૬; –નું ભાન ૧૧
સ્વાર્થી સત્તાનું રાજકારણ ૧૫૮–૬૦
હિટલર ૯૧, ૯૨
હિતવિરોધ ૧૭૪
હિન્દુસ્તાનનો રાષ્ટ્રવાદ અને સમાજવાદ ૧૭૩